સંસારી વારતા.

# તુટેલાં દીલની તેહેમીના

૨૮૪૩ અને

## ભણેલા ભરથારનો ભુંડાપો.

મુંબઈના જામે જમશેદમાં

તા૦ ૩૧ મી મે ૧૮૮૬ થી તા૦ ૧ લી નવેમબર ૧૮૮૬ સુધી

પ્રગત થયલી વારતા.


રચનાર

શીરીન મડમ.





મુંબઈ:

ફોરટ પ્રીંટીંગ પ્રેસ.

૧૮૮૬.

કિમત ૬ આના.

# તુટેલાં દીલની તેહેમીના

અને

# ભણેલા ભરથારનો ભુંડાપો.



મુંબઇના જામે જમશેદમાં

તા૦ ૩૧ મી મે ૧૮૮૬ થી તા૦ ૧ લી નવેમબર ૧૮૮૬ સુધી

પ્રગત થયલી વારતા.



રચનાર

શીરીન મડમ.



મુંબઇ :

ફોરટ પ્રીંટીંગ પ્રેસ.



૧૮૮૬.



કિમત છ આના.

પોતીકી પસંદગીથી પરણનારી

પારસણ કુમારીકાઓને

**કમનસીબ તેહેમીનાની આ શોકાતુર કાહાંણી**

ગંભીરાઇથી વીચાર કરવા ખાતર

એક ભલું ઇચ્છનારી બેન તરીકેની દીલસોજી સાથ

અરપણ કરવામાં આવી છે.

# પ્રસ્તાવના.



દરેક પુશતક પરજાને માથે મારતી વેલાએ ગરંથકારોનો સરેસતો છે કે દીબાચાની મારફતે તેમ કરવાનું કાંઈ પણ બાહાનું યા કારણ બતલાવવું જોઇયે. જાહેર લખનારાઓના આ સાધારણ નીયમને શરણ થઇ મારે જણાવવું પડેછે કે "જામે જમશેદ"ના જાણીતા લખનાર "મી૦ અદના"એ પોતાની ઇંગલંડની મુસાફરી વેલાએ મને એલતેમાસ કરી કે તેમની ગેરહાજરીમાં મારે એક સંસારી વારતા તેમનાં પતરમાં ચાલુ કરવી. આ એલતેમાસ સાંભલતાંજ મારા વાહાલા ખાવીંદે તેમનેજ કોઇ મારે લાયકની વારતા સુચવવાની ફરમાસ કરી. આ ફરમાસમાં વધારા દાખલ મેં માગી લીધું કે જેમ બને તેમ તે વારતા ઘણી ટુંકીજ હોવી જોઇયે. મારી આ માગણી ઉપરથી તેવણે "સેમયુઅલ વોરન" નામના વીદવાનનું "ધી ડાયરી ઓવ એ લેત ફીજીશીયન" નામનું વખણાયલું પુશતક અમારા હાથમાં મેલ્યું અને તે મધેની સરવેથી નાની તેમજ તેમને બહુ પસંદ પડેલી "ધી વાઇફ" નામની વારતાની ભલામણ કરી. એકવાર વાંચી જોતાં તે વારતા મને પોતાને પણ ઠીક લાગી અને મેં તેમની ફરમાસ માથે ચઢાવી.

આવી રીતે એક વારતા પસંદ કીધા પછી તે કેમ લખવી તે વીશે હું વીચારમાં પડી કેમકે અસલ વારતા એટલી બધી તો ટુંકી હતી કે ઘણાંમાં ઘણાં તરણથી ચાર અઠવાડયાંવેરજ તે ચાલી શકે. વલી અસલ વારતામાં મારા જોવામાં માતર એટલુંજ આવયું કે એક પતીવરતા બાનુ એક ભણેલા પણ ભુંડા ભરથાર તરફની ઘાતકી વરતણુકો મુગે મોહોડે ખમી કેવી શોકાતુર રીતે તુટેલાં દીલથી પોતાની જીંદગીનો અંત લાવેછે. પણ એવી શોકાતુર કાહાંણી કાંઇ પણ વીશેશ બોધ વગર પ્રીય વાંચનાર સામે ધરવાનું મેં વાજબી વીચારયું નહીં. આ ઘાતકી ભરથારને "સોલીસીટર"ના જેવી ભણેલી હાલતમાં જોયાથી પોતાની મેલે મારૂં ધયાંન હાલની કુમારીકાઓના લગન સંબંધી એક જાતના જાણીતા ઈતરાત તરફ ગયું. એ ઇતરાત એટલોજ કે મારી ઘણીખરી જુવાન બેનીઓને ભરથાર તરીકે "બેરીસટરો," "વકીલો," "ઈજનેરો," અને "ડાકટરોજ" જોઇયેછે—તેઓ સીવાય બીજા ગમે એવા આબરૂદાર ધંધાદારી ભરથારો તેમને પસંદ પડી શકતા નથી. એ ભુલ ભરેલા

શોખની ખાંમી ખુલ્લે ખુલ્લી રીતે બતાવી આપવા ખાતર આ નાની વારતાનાં પેહેલાં પ્રકરણો મને મારી કલપણાથી વધારવાં પડયાંછે અને બાકીની આખી વારતામાં એજ નેમ ધયાંનમાં રાખી અસલ વારતા મધેના અંકેક બનાવને જુદાં જુદાં પ્રકરણોમાં મેં મારી સમજ મુજબ ગોઠવયા છે.

આવી નેમથી લખાયલી વારતા મેં ફકત "જામે જમશેદ"ને માટેજ લખી હતી. પુશતકના આકારમાં ફરીથી તેને બાહાર પાડવાનો શોખ યા લોભ મને મુદલબી ન હતો. છપામણીનો ખરચ, તે પાછલની મેહેનત, તે માટેનો જોખમ એ સઘલું હું સારી રવેસે સમજતી હોવાને લીધે મેં તેને ફરીથી છપાવાનો ખયાલ વતીક કરયો ન હતો, પણ તેટલામાં એ વારતા છપાવા માટેની મને બીજી તરફથી માગણી થઈ અને મેં તે માગણી કશા પણ બદલાની આશા વગર બાહાલ રાખી છે.

વાંચનારને આ વારતા પસંદ પડશે કે નહીં તે કહેવાનું મારૂં કામ નથી, તોપણ ટીકાકારોને મારી એક ખાશ એલતેમાસ છે, અને તે એટલીજ કે એક બાનુ તરફનાં પુશતક તરીકે એ વારતા તરફ તેઓએ કાંઇબી રીતની નાખતી યા દરગુજરની નજરથી જોવું નહીં, કેમકે ઇંગલંડમાં બાનુ લખનારીઓને હાથે પુશકલ અતેરૂં થવા લાગુંછે અને વારતાઓના બાબમાં આપણી તરફ પણ તેમજ નહીં બને એટલા ખાતર સરૂઆતથીજ બાનુઓની કલમ ઉપર સવતંતર ટીકાકારો તરફનો ધટતો આંકોશ રહેવો જોઇયે.

લા૦ શીરીન મડમ.

મુંબઈ, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૮૯.

# તુટેલાં દીલની તેહેમીના

અને

# ભણેલા ભરથારનો ભુંડાપો.

એક વારતા.

## પ્રકરણ ૧ લું.

### બસ ગમે તે થાય પણ મને શીખેલો ભણેલો ભરથાર જોઈયે.

કાવશાહ કંટરાકટર વગર શીખ્યે ભણ્યે ગરીબ અવસથામાંથી એક માતબર કંટરાકટરને દરજજે પોંહોચયા હતા. કાવશાહનાં બચપણમાંજ તેમનાં માબાપ મરણ પાંમેલાં હોવાથી અને કાવશાહનું ધયાંન કોઈબી રીતે શીખવા ભણવા ઉપર નહીં હોવાને લીધે માતર પંદર વરસની ઉમરે તેમના એક મામાએ એકાદ કારખાનાંમાં ફીટરનું કામ શીખાડવા ખાતર તેમને રખાવયા હતા. જેમનું ધયાંન પુસતકો ઉપર લાગી શકતું નથી તેમનું ધયાંન હુનર અને હાથની કારીગરી ઉપર ખુદરતી રીતેજ જીયાદા હોય છે, અને તે પરમાણે કાવશાહ વીશ વરસની ઉમરમાં તો "ફીટર"નાં કામમાં બાહોશ થયા અને પાછલથી રફતે રફતે જેમ તેવણની નજર ઊંઘડતી ગઈ તેમ તેવણ રેલવેનાં અને ઈમારતોનાં કંટરાકટો માથે લઈ સારી દોલત કુતી કહાડવા લાગા. જેમ તેવણ વગર ભણેલા તેમ તેવણ અસલી વીચારના ગરહસથ હતા. કશી દોરાદોરી અને દમામ વગર નીચી મુડીએ તેવણ પોતાના ધંધા ઉપર ધયાંન આપતા અને ગમે એટલું કમાતા તોપણ કોઈને ખબર પડતી નહીં કે તેમની હાલત કેવી હતી. આવી કીસમની આખી જીંદગીની દલદેસરી કરી દુનયાદારીની ઝાઝી મોજશોખ જોયા વગર, તેવણ બીચારા પંચાવણ વરસની ઉમરે માતર દશ વરસની ઊમરની એક બુચી અને એક લાખ રૂપયાની દોલત મેલીને મરણ પાંમયા હતા. લોકોના ધારવા પરમાણે તેમનાં મરણનું મુખ્ય કારણ તેમનાં વાહાલાં ધણીયાણી કુંવર કાકીના ગમનું હતું. ગરીબ બીચારાં કુંવર કાકીએ બધાં મલીને તેર છોકરાંનો જનમ આપયો હતો પણ તેઓ મધેનાં એક સીવાય સરવે ઉપરાસાપરી મરણ પાંમવાથી તેમની છાતીમાં વાહાલાં ફરજંદોનાં મરણનો દાઘ મજબુત બેઠો હતો. રાત દીસના એ બલાપામાં તેમની દેહે ગલાતી ગઈ અને એકાદ જીવલેણ દરદે આ દુનયાનાં તેમનાં સંકટોનો એકદમ નીકાલ લાવી આપયો. કુંવર કાકીની વરસીને દીને તેમના ભરથાર કાવશાહ પણ હક થયા અને આ હેતવંતાં માબાપની એકપુરી બેટી તેહેમીના આ દુનયામાં માતર દશ વરસની બાલ અવસથામાં માબાપ વગરની થઈ.

માબાપનાં મરણ પછી તેહેમીના પોતીકાં માસીને તયાં રહી ઉછરી, ઉછરીને મોટી થઈ હતી. તેણીનાં પીતાના વસીયત પરમાણે તેહેમીનાનાં ગુજરાંણ અને કેલવણી અરથે

દર માસે માસીને ચોકસ રકમનો લવાજમ મલતો હતો, અને પારસી ધારા પરમાણે જ્યારે તેહેમીના પુરતી ઉમરમાં આવે તયારે સઘલી દોલત એમની એમ તેણીને સવાધીન કરવાને ફરમાવેલું હતું. બેહેસતી કાવસશાહએ પોતીકી બેટીના લાભમાં પોતાની દોલત "ટરસટ" કરી જવાનું ડાહપણ જોયું નહીં હતું. જેમ તેણીની મરજીમાં આવે તેમ તે ખરચવાને જુવાંન તેહેમીના મુખ્તયાર હતી. માસીએ ઘણા લાડ અને પરીતથી તેહેમીનાને ઉછેરી લગભગ પચીશ વરસની ઊમરની કીધી હતી. તેણીને અંગરેજી ભાશાની સરસમાં સરસ કેલવણી અપાવી હતી. માસીની લાડકી "તેહેમી" જાતેજ ઘણી દેખાવલી અને સુંદર હતી. તેણીની ચંચલાઈ અને ચબરાકીનો પારજ નહીં હતો. તેણીના વીચારો છુટા, બોહોલા અને સુધરેલા હતા. તેણીની તંદરોસતી બીજાઓને અદેખાઈ કરવા જોગ સંપુરણ હતી. તેણીનો બાંધો બેહેસતી કાવસશાહના જેવોજ મજબુત અને કદાવર હતો. "તેહેમી" કદે પતલી અને ઊંચી નહીં, પણ ઠીંગણી અને ફરપે હતી. આવી એક સોવામનની સકુમાર નાર પરણવાને જેટલી ઈંતેજાર હતી તેટલીજ ઈંતેજારી તે બાબદસર તેણીની માસીને પણ હતી. પારસણ કુમારીકાઓના ઉઠાવની હાલની ગમે એટલી મુશકેલી છતાં તેહેમીને વરવાને સેંકડો જણા જીપલાવતા હતા. તેણીની એક લાખની દોલત ઉપર ઘણાકોનો દોલો હતો. ખુદ તેહેમીનાની કેલવણી અને બીજા સદગુણોજ એવા હતા કે એક અરધીની પણ દોલત વગર એ કુમારીકા કોઈનું પણ ઘર સુખી અને હસતું કરી શકે, પણ તેમાં જ્યારે એક લાખની દોલતની મોહીની ઉમેરાયલી હતી તયારે તેહેમીના માટે સોને બદલે હજાર માંગાં આવે તેમાં કશી નવાઈ નહી હતી. એટલાં બધાં માગાં છતાં, સારૂં માઠું જોતાં તેણીની ઉમર પુરેપુરાં પચીશ વરસની થઈ હતી અને તોપણ તેણી કુવારીજ હતી.

છેલ્લે સરવાલે દારાશાહ દલાલ માટે તેણીનો હાથ મેલવવાને જોર મારવામાં તેણીનાં અતલગના ખેશીઓએ કશું બાકી રાખ્યું નહી. દારાશાહ તેહેમીનાનો નજદીકનો સગો થતો હતો. તે જાતે મીલનસાર, ખુનીયાદ, અને સાદો હતો. છેકજ શીખ્યા ભણ્યા વગરનો તે નહી હતો. તેની ઊમર તરીશ અને પાંતરીશની વચેની હતી, અને તે તદન કુમારોજ હતો. સરકારી નોટોની તે દલાલી કરતો અને લગભગ દોઢસોથી બસો સુધી દર માસે કુટી કહાડતો હતો, તે છતાં તે એટલો સાદો, એકમારગી, અને ભલો હતો કે કોઈની પણ તારીમારીમાં પડયા વગર ગુપચુપ પોતાના ધંધા ઊપર ધયાંન આપી બાકીનો વખત દીન ધરમના ખાંનગી અભીયાસ ઉપર રોકતો હતો. દારાશાહ ઘણું થયું એક અસીલ, મેહેનતુ, અને ઘેર રાખુ ધણીયાંણીની શોધમાં હતો, પણ હાલની કુમારીકાઓના ખર ચાલુ ઈતરાત અને ફીશીયારીઓથી તે બીચારો એટલો બધો બીધેલો હતો કે "ઊતાવલેથી પરણી જનમ સુધી પસતાવાનુ" તેને પસંદ હતું નહી. તેહેમીના બધી વાતે જેવી જોઈયે તેવીજ મોહોરદાર થઈ પડે એમ તે માનતો હતો. પોતીકા અતલગના સંબંધને લીધે તેઓ બેઉ એક બીજાંને પુરેપુરાં પીછાંણી શકયાં હતાં. બેઉના વીચારો અને સવભાવ પણ લગભગ એકસરખા હતા. ફરક માતર એટલોજ હતો કે તેહેમીના એક લાખની માતબર ધણીયાંણી હતી તયારે ગરીબ બીચારા દારાશાહનો સઘલો આધાર તેનાં મેહેનતુ ખભાઓજ ઊપર હતો. પણ આ ફરક એટલો બધો મોટો હતો કે દારાશાહે માતર એ ફરકનેજ ખાતર તેહેમીનાના હાથની માંગણી કરવાને નામુનાસેબ ધારયું હતું. તેણીના હાથને તે બધી વાતે લાયક હતો તોપણ દુનયાંના દરથી ને બીચારો બીહીતો હતો. દુનયાં તો એમજ કહેશે કે દારાશાહ સરખો એકમારગી મરદ પણ તેણીના દોલત ઊપર લોભાયો ? આ વીચારથી તેહેમીનાના હાથની માંગણી કરવાની તેનો હીમત ચાલી શકી નહી. પણ તેહેમીનાની

માસી બારે ગાંઠ પુરી હતી. તેવણ હર વેલાએ એ ગરીબ સગા તરફથી બાથ ભીડવા લાગાં. માસીની એ હીમાયતને આખાં કુટુંબથી ટેકો મલયો. માતર કુટુંબનાં બઈરાંઓજ નહી પણ માતીડાઓ પણ ચોકસ માનવા લાગા કે એ જોડાંનું ચોકઠું બરોબર બંધ બેસતું છે. જયાં જોવો તયાં એનો એજ વાત હતી. જે આવે તે તેહેમીનાને સમજાવતું કે "કાંય બેહેન છતે પઈસે તકે કાજગરી જુવાંનીનો ભવ બાલી નાંખેછે, અતયારે તો પાંચ સાત છોકરાંની માતા થઈ વયાઈ જનીને પરવારી પણ ગઈ હતે. જો બેહેન જેમ ઘણું સારૂં જોવા જશો તેમ ઘણી પસતાશો. ઘેરમાંને ઘેરમાંજ ગોઠવાય તેવું ખોદાએ આપેલું છે. જો પેલો દીની માસીનો દારાશાહ કેવો હીરા જેવો છે. કેવો લાયકી અને ઈજતથી ચાલી પોતાની આસપાસ મોઘરાં પાંથરે છે. એવો ભલો અને સારો વર કયાંથી લાવવાની છે. હા તે ગરીબ છે પણ તેથી કંઈ સબરદબર માથે પડે તેવો તો નથી. મારા ધનજીશાહ કહે છે કે દલાલીમાં તે દર માસે દોઢસોથી બસો કમાય છે અને ખરચ તો ભાયગે પચાશ રૂપરડીનો હોય. ઘણો સંઘરાજી છે. વલી તમો પઈસાવાલીઓબી માતબર વર શોઘો તયારે ગરીબોનો બીચારાઓનો દહાડો તે કયાંથી સુધરે ! એકની દોલત તો બીજાની લાયકી અને બુનયાદી તરફ જોવામાં આવતું હોય તો કેટલાં બધાં કુટુંબો સુખી થઈ શકે, વેક દીકરી હવે છેકજ દુધમાં પોરીયાં જોયા ના કર. શું તારી બેહેસતન માય આજે જીવતી હતે તો આટલી ઊમર સુધી તુંને ઉખરા જેવી વધી જવા દેતે. જેમ ઘણું સારૂ શોધવા જશો તેમ ઘણી ફસશો એ મારા બોલને ખુબતરેહથી તું યાદ રાખજે."

આવાં આવાં દરરોજનાં ભાશાંણોનો સુંદર "તેહેમીના" પાસ માતર એકજ જવાબ હતો કે "બસ ગમે તે થાય પણ-શીખેલો ભણેલો ભરથાર જોઈયે. દારાશાહ બધી વાતે ભલો, મીલનસાર, ઉદયોગી અને વીવેકી છે તે હું કબુલ કરૂંછું. તેને એક ભાઈ તરીકે હું હમેશાં ચાહાતી અને વખાંણતી રહીશ, પણ ને મારો ભરથાર થવાને લાયકનો હોય એમ હું વીચારતી નથી. મને મારી કેલવણીને લાયકનોજ ભરથાર મેલવવો જોઈયે, પછી તે "વકીલ" હોય કે "ડાકટર," "સોલીસીટર" કે "બેરીસટર." બીજા કોઈની સાથે હું પરણનાર નથી. બસ ગમે તે થાય પણ મને શીખેલો ભણેલોજ ભરથાર જોઈયે."

—:o:—

## પ્રકરણ ૨ જું.

—◇—

## માંથેરાંનની ટેકડી—એક ભેસરાઉ શેઠાંણી—તેવણની કાજ કરવાના કુનેહ.

સુંદર અને તંદરોસત તેહેમીના જોકે પરણવાને ઈંતેજાર હતી તોપણ બીજી બધી વાતે ફીકર વગરની તદન નફકરી હતી. માસીના લાડમાં તે એવાં સુખ અને નચીંતાઈથી ઊછરી હતી કે દહાડે દહાડે શરીરના ઘેરાવામાં વધવાનું ગોયા તેણીએ કંટરાકટ લીધેલું હતું. જે જોતું તે તેણીની ફરબે હાલત માટે મજાક મશકેરી ચલાવતું. કોઈ તેણીને મુરબાનાં કોહોરાં સાથ સરખાવતું તો બીજાં ઘણાંકો બફેનાની બરણીનાં નામથી તેણીને બોલાવતાં. એક સુખવાસી જીંદગીનાં સુખોનો ગોયા તેણી એક નમુનોજ હતી. તેણીની સઘલી દોલત જોકે તેણીના પીતાનાં વશીયત પરમાંણે તેણીના હાથમાંજ આવેલી હતી તોપણ તેનાં વયાજ ઊપરાંત મુદલને આંગલી લગાડવાની પણ તેણીએ જરૂર જોઈ નહી હતી. દીની માસીના દારાશાહની સલાહ પરમાણે તેણીએ પોતાનું નાણું સધર જામીનગીરી

ઓમાં રોકયું હતું અને દારાશાહ દર છ છ માસે સઘલું વીયાજ એકઠું કરી તેહેમીનાને પોંહોંચાડતો હતો. મારે જણાવવુ જોઇયે કે જે માસીને તયાં તેહેમીના ઊછરી હતી તેજ માસીનો દારાશાહ દીકરો થતો નહી હતો. દારાશાહ બીજી માસીનો દીકરો હતો જેવણ ઘણુંકનાં હક થયલાં હતાં, અને તેહેમીનાને ઊછેરીને મોટી કરનાર માસીને પેટે તો માતર પાંચ દીકરીઓજ અવતરેલી હતી. દીકરાની તેવણને હોંસ હતી પણ જેમ ખોદાનો હોકમ. એ માસીનું નામ મીઠીબાઈ હતું અને એ મીઠાંમાસી પાંચ પઇસે સુખી હતાં. તેમના ખાવંદ મેહેલાશાહ હમેશના દુખી દરદી ચાલતા હતા અને તેમજ તેમનાં ફરજંદો પણ જનમથીજ દરદી હતાં. પોતાની તેમજ પોતાનાં વાહાલાં ફરજંદોની તંદરોસતી અરથે તેમને દર સાલ માંથેરાંન યા મહાબલેશવર જવું પડતું હતું. ખોદાની બક્ષેશથી તેઓ પાંચ પઇસે સુખી હતાં અને તે પઈસા હજાર નયામતના સરખી તંદરોસતી ખાતર ખરચે નહી, તો પછી તે શા ખપના એવા વીચારથી તેઓ કોઈબી સાલ હવાવાલી ટેકડીઓ ઉપર જવાને આનાકાંણી કરતાં નહી હતાં. વરસો વરસ તેઓ સાથ આપણી સુંદર તેહેમીના પણ પધારતી અને તેણીને જોતાંજ ટેકડીઓના વારસીક પરોણાઓ તેણીની મજાક મશકેરી ચલાવતા કે "હા તે બીચારીને તો ટેકડીની હવાની ઘણી જરૂર છે મરેરે જોવોરે કેવી સોહરાઇ સુકાઇ ગઇછે." તેહેમીના આ મશકેરીથી જેમ સુગાતી નહી તેમ ચીરડાતી પણ ન હતી. તે ખુશમીજાજથી બોલતી કે "તમે માદાંઓની જતન લેવા ખાતર કોઈબી તંદરોસત જોઇયે કેણી?" અને ખરેખર માદાંઓની જતન લેવામાં તેહેમીનાના સરખી બાહોશ કુમારીકાઓ થોડીજ જોવામાં આવતી હશે. મીઠાંમાસીનું જે ખરૂં હેત તેણીએ મેલવયું હતું તે તેમના મેહેલાશાહ અને તેમની બેટીઓની માંદગીને વખતે કીધેલી રાત દીવસની સારવારથી મેલવયું હતું. ટેકડીઓની સેહેલઘાથી દર સાલ જયારે માદાંઓ સેહેજ તંદરોસતી સાથ પાછાં ફરતાં તયારે આપણી સદાની તંદરોસત તેહેમીનાનો તાતો ગોયા ફાતી જતો હોય, ગાલો રતાશથી ખીલી નીકલયા હોય, બાજુઓ ઊપર જાણે ગોસ ચરબીના લાથાઓ બંધાયા હોય એવી તે "બનામે ઇજત" જેવી થઇને આવતી.

માંથેરાંનની છેલી મુસાફરી વેલાએ મુંબઇના એક માતબર શેઠયા પોતાનાં કુટુંબ સાથ તયાં પધારેલા હતા. આ શેઠયાનાં ધણીયાંણી જેવાં જોઇએ તેવાં ભેસરાઉ અને મલતાવડા સવભાવનાં હતાં. તેમને કોઈબી દીવસ સહીમીતીઓ વગર ચાલતું નહી હતું. એકાદ બે સહીને તો તેવણ પોતાની સાથેજ લાવેલાં હતાં, તોપણ સેંકડો સહીઓનાં આ શેઠાંણીને તેઓની ખુંતથી માંથેરાંન કરડવા આવતું હતું. તેવણ આસેપાસેના પાડોશીઓ સાથ ઓલખાંણ પાડવાને ખુશી હતાં અને જો કે તેવણ એક માતબર શેઠયાનાં ધણીયાંણી હતાં તોપણ ભેસરાઉ સવભાવથી ગમે એવાં ગરીબ દોસાં દગરાંઓ સાથ પણ તેવણ થોડા વખતની દોસતીમાં હલીમલી જતાં. પારસીઓનાં ઘણું કરીને પાંચ સાત કુટુંબો માંથેરાંન દર સાલ આવતાં હતાં. જુદી જુદી ટેકડીઓ તરફ ફરતાં ફરતાં જેટલી બાનુઓ સાથ મેલાપ થતો તેમને તે માતબર બાઇ પોતેજ પરથમ બોલાવતાં. "કેમ માએ કયારે આવયાં, કયાં ઉતરેલાં છો, કેમ હવા માફક આવે છે કે?" એવા સવાલોથી તે શેઠાંણી બાઇ સરવે સાથ પલોતાઇ જતાં. એકુવાર સેહેજ પલોતાયા પછી પોતાનાં મુકાંમ ઉપર તેમને બોલાવતાં, તેમની ચાહા પાંણીની બરદાસત લેતાં અને એટલાં તો થોડાં થોડાં થઇ જતાં કે કોઇ માને નહી કે તેવણ એક લક્ષાપતો શેઠયાનાં ધણીયાંણી હોય.

એવીજ રીતે "વેલીંગટન પોંઇંટ" ઉપર તેવણ સાથે મીઠાંમાંસીનાં કુટુંબને પેહેલી પીછાંણ પડી હતી અને તયારપછી તેવણને તયાં મીઠાંમાંસીનું કુટુંબ અવાર

નથાર આવતું જતું થયું, તેહેમીના પણ તેઓ સાથ જતીઆવતી. તેહેમીના જાતેજ ઘણી બોલકણી અને બાહોશ હતી. તેણીના સરખી ઢોંગી અને રમુજી કુમારીકાઓ પણ થોડીજ હશે. પા કલાકની વાતચીતમાં તેહેમીના સરવેને એટલાં હસાવતી કે જેટલું હસનું બરીએલ સવભાવના માણસોને આખા વરસમાં પણ આવતું નહી હશે. આ રૂપાલી, બોલકણી, હસમુખી છોડી ઉપર ગોયા તે શેઠાંણી બાઇ મોહીત પડયાં હતાં, અને તેણીને લાયકનો ભરથાર અપાવવાની તેવણે કબુલાત આપી હતી. આ લાયક ભરથાર તેમનો નજીકનો એક સગો હતો. તે જાણીતા "સોલીસીટરોની" પેહેડી ઉપર પાંચ હજાર રૂપયા ભરીને "આરટી કલડ" થયલો હતો, અને તેને પરીક્ષા આપી બાહેર પડતાં છ માસનો વીલંબ હતો. તેનું નામ સોરાબશાહ હતું પણ સરવે તેને "સોલીનાં" લાડકાં નામથી બોલાવતાં હતાં. સોલી આપણા "જીનવાલા" એ દરશાવેલા જમાનાના ફાંકડા છોકરાઓનો ગોયા એક જીવતો નમુનોજ હતો. તેનો તમાંમ દરેસ "ઇંગરેજી ફેશીનનો" હતો. માથાં ઉપર વચોવચ આપણી બાનુઓની મીસાલ જયારે તે સેંતો પાડતો તયારે તેનો દેખાવલો ચેહેરો મરદ કરતાં એક ઓરતને મલતો વધારે લાગતો હતો. "શેકશાપીરીયન કોલર," સુંદર "નેકતાઇ" અને નાજુક "વાકીંગ સતીક" વગર તેને ચાલતું નહી હતું. "પેટનટ લેધરનાં બુત" જેટલાં તેના પગની ગરજ સારતાં તેટલાંજ તેનો સુંદર ચેહેરો જોવાની આરસી તરીકે પણ કામ લાગતાં. "સોલી ફાંકડા"નું જીવતર ઉપલા માતબર શેઠયા અને તેમનાં સખી દીલનાં ધણીયાંણીથીજ હતું. સોલી પોતે "બાવા નાહે અને તાપે જાય" એવો સુકો અને લુખો હતો. તે ઉપલાં શેઠાંણીના એક ગરીબ ભાઈનો છોકરો હતો અને તેથી તે ભલાં બાઇએ પોતાના ખાવંદ પાસ પાંચ હજાર રૂપયા અપાવી તેને "આરટીકલડ" કરાવયો હતો, અને બીજી બધી રીતે સોલીનો ખરચ પણ તે બાઇ પોતેજ પુરો પાડતાં. એક માતબર શેઠાંણી તરીકે એક ગરીબ ભાઈના આવા ફાંકડા બેટાને બધી વાતે જીંદગીમાં પાર ઉતારવાની તેમને માથે ફરજ હતી તે તેવણ સારી રવેસે સમજતાં હતાં. વલી તેને લાયકની એક સુંદર મોહોરદાર ચાલી ચલાવીને મોહોડાં આગલ આવી લાગી હતી. તેહેમીના સરખી ચીકારાવાલી નાર સોલીનો દહાડો પણ ફેરવી નાંખશે અને ધંધામાં તેનું "ટટુ ચાલે યા ન ચાલે" તોપણ તેને માથે પેટ ભરવાની તો કશી ફીકર રેહેશે નહી. એવા દુનયાદારીના ખાસ અંદેસા પછી તે બાઇએ એ ચોકડું બંધ બેસાડવાનું માથે લીધું. તેવણે તુરત તાર કરી સોલીને થોડા દહાડા "માંથેરાંન" હવા ફેરબદલ કરવાને મસે બોલાવયો.



## પ્રકરણ ૩ જું.



## "સોલી સોલા સાંભલયાં કે આએ કોટક!"

સોલીને જેવો તારનો સંધેસો મલયો કે તયાર પછીની પેહેલીજ ટરેનમાં તે મુંબઇથી માંથેરાંન આવવાને નીકલી પડયો. મુસાફરીએ નીકલતાં તેને કશો વીલમ લાગતો નહી હતો. મહીનામાં બેવાર પુણું, નવસારી, તીથલ, ઝાંહાંબોરડી, ખંડાલુ યા માંથેરાંન તો તેને લખીજ આપેલું હતું. જેવી રૂતુ તેવો રાહાખાત અને તેવીજ મુસાફરી. આઠ દીવસવેર ચાલે એટલાં કપડાં લુગડાં અને "તોઇલેટ" સાથનો એકાદ "પોરટમેનટો" તો હમેશાં તઇયારજ રાખવામાં આવતો હતો. ખોતી માતર તે ઉંચકીને ચાલી જવાનીજ હતી. આવી કીસમની સઘલી તઇયારીઓને લીધે તાર મલયા પછી તુરત નીકલી પડતાં

તેને કશી અડચણ નડી નહી. બપોરના મુંબઈમાં તાર મલયો અને રાતના તો તે પોતાની આતબર કુઈ સાથે માંથેરાંનની શીતલ ટેકડી ઉપર જમી શકયો. મુસાફરીની હેજગારીથી સોલી એટલો બધો તો થાકી ગયલો હતો કે રાતે તો કુઈએ કાંઈ પણ વાત બીલકુલ છેડી નહી પણ તે રાતના તે શેઠાંણીએ પોતાના ભરથાર આગલ પોતાનાં મનની મુરાદ કહી સં-ભલાવી. તેમના ભરથાર અસલી વીચારના તોપણ દુનયાને બરોબર પીછાંણનારા "પોંહોચેલ બુટી" હતા. તેવણે સઘલું ધીરજથી સાંભલી લઈ જવાબ વાલયો,—

"એ પોરીયાનાં સોજ મને બીલકુલ નથી ગમતાં. પાસે ખાક મલે નહી અને ખરચ રાખે છે તમારે ભલા ધનેતરના સરખો. તેના દોસતો પણ કાંઈ સારા માણસો જણાતા નથી. તેના બોલવા ચાલવાનો કશો સકાર નથી. મોટાં માણસનો અંદાજો શું તે તો એ મુજી બીલકુલ સમજતોજ નથી. અલબતાં તમારાં કારજથી એ કદાચ સુખી થશે પણ એ મુજીનો હાથ ઝાલનાર કોઈબી સ્ત્રી સુખી થાય એમ હું માની શકતો નથી. કસાઈના હાથમાં બોકરૂં આપવું અને એના હાથમાં એક કોમલ નારીને સોંપવી એ હું એકસરખું સમજું છું. તમે છો અને તમારા ભાઈનો દીકરો છે—તમારે ગમે તે કરો—એ વાતમાં વચ્ચે આવવાને હું ખુશી નથી."

"ઓ વાએ" બાઈ બોલયાં "બધા દહાડાનાજ તમારા એવા ધંગ રહી ગયા? આહી ચીતીને તમુને પુછવા આવી તયારે વલી તમે કાંન ઊપર હાથ શાંના મુકો છો? શું છે મારા સોલીને? કેવો હીરા જેવો છોકરો છે અને જુવાંન જોત જીવ તે જરારતી ખરચાલુ તો હોયજ તો. શું તયારે તમારી ભીસાલ સુંધી સુધીને એકઠુંજ કરયા કરે? મરે આએ શું ધંગ?"

"પણ પાસે હોય તે ખરચે કેણી કે કરજ કરીનેબી ખરચે?" શેઠે પુછયું.

"ઓવારીયું કરજ, જા બા, એમ ના બોલો, હોશે; કોઈ માયબાપ વગરનાં બચાંને પુછતું હોશે અને તેમાંથી તે ખરચતો હોશે" શેઠાંણીએ બંચાવ કીધો.

"હા, હા. તેતો બધું મને માલમ છે", શેઠ બોલયા "તે પુછનાર પરછનારનેબી હું પીછાંણુંછું પણ યાદ રાખજો કે, તમેજ આગલ રહીને માબાપ વગરનાં એ બાલકને છગાવી બગાડો છો"

"બસ રે હુવે બરજોરજી" બાઈ કંટાલીને બોલયાં, "એક દહાડે તો બે ઘડી પાધરી પાધરી ધીરજથી વાત કરો. ધણી જેવા ધણીની હું સલાહ લેવા આવી તો તમે તો બસ તાંના તપલાથી તુપીજ ખાવા લાગા. જોવો કેવી પુતલાં જેવી છોકરી છે કે બે ઘડી જોઈયે તો આંખજ ઠરી રહે. વલી ખોદાએ આપેલી "એક લાખની" દોલત છે અને આપણું બચું સુખી થશે તો આપણે માથેથીજ એટલો બોજોબી ઓછો થશે કેણી? તમે જોજો તો ખરા, છોકરી એવી ડાહી અને સમજુ છે કે ગમે એવા વરને સેહેજ વારમાં સુધારી નાખશે. મેં ઘણા સાટીડાઓને એવા જોયલા છે કે જયાં સુધી તેઓ છરા હોય તયાં સુધી લાલ વાવતો મુકી દીયે પણ જયારથી સંસારની બેડી ગલે ઓલવાઈ કે તુરત માખન જેવા નરમ થઈ ગયા છે. ખોદા કરશે તો આપણો સોલીબી એમજ સુધરી જશે. બોલો મરૂં, મારા બધા જી આપી દેઉં મારી સાથ બોલાસાથી પાધરે પાધરી વાત કરો."

"બચાઈ તું મને જુઠો કંટાલો ના આપ", શેઠ બોલયા, "હું શું બોલું? મારૂં કપાલ બોલું? એ દુકતો કદી સુધરવાનો નથી. તેનાં ખીસાંને ભોંડી લાગેલો છે અને તેને લાખ રૂપયાની દોલત પણ બસ થવાની નથી—ભાયગે તેને પાંચ વરસબી એટલી દોલત જવાબ દઈ શકે? પણ જયારે તું એ પોરીયાનાં ઉદાઉપણાનો બોજો આપણે માથેથી દુર કરવા ખાતરજ એ રસતો લેવા માંગે છે તયારે મને તેમાં કશો વાંધો નથી, પણ યાદ રાખજો

બચાઇ કે તે છોકરીબી માબાપ વગરની છે અને તારાં વસતારાંથી જો તે માબાપ વગરની છોકરીએ જરાબી દુઃખ જોયું તો તે છોકરીનાંજનહી પણ તેનાં બેહેસતી મા બાપનાં અરો રૂહના શરાપ પણ તુનેજ લાગશે."

"ઓ ભુસું રે ભુસું રે" બચાઇ ભોંય ઉપર સપાત ઘસીને બોલયાં "ઓવારીયા શરાપ મારી ઉપરથી. રાત પડી તમુને હજાર વખત કહયું કે કાંઇ સારૂં બોલો કે સારૂંજ થાય." આટલી વાતચીત પછી છેક મોડી રાતે તેઓ પોહોરી ગયાં.

બીજી સવારના બરીગજર ફરવાને મસે ફુઇ સોલી સાથે બાહાર નીકલયાં અને તેને એક અઠણ કાજ કરનારોના સરખી બાહોશીથી તેહેમીના વીશે વાકેફ કીધો. તેણીની ખુબસુરતી, તેણીની બાહોશી, તેણીની બોલીદરાજી અને રમતીયાલ સવભાવ, તેણીની દોલત વીગેરે સરવે બાબદનું એવું રંગીલું બયાંન કીધું કે સોલી બીચારો સમજતાનાજ વારમાં અરધો દેવાંનો થઇ ગયો, અને તે બોલયો:—

"ફુઇ બેઅદબી માફ છે, તમારી સઘલી વખાંણ એક કોરે મુકો અને જેબી સ્ત્રી પાસે એક લાખની દોલત હોય તેને પરણવાને હું તઇયાર છું પછી તે આફરીકાની એક સીધન હોય તોબી ચાલશે."

"ઓ વાય સોલી દોલા શું બારે છે મુંઇ કાલી ઠીકરાં જેવી સીધન સાથે તે કાંઇ પરણાતું હશે."

"પણ તમારે કાંઇ છે? પરણનાર હું છું, લાવો કેઇ સીધન એક લાખની દોલત લાવે છે અને પછી તમે જોજો કે સોલી તેને પરણે છે કે નહી."

"જાજા એવાં ઘેલાં છોડી દે અને પાધરી પાધરી વાત કર. જો આજે સાંજે તેઓ આપણે તયાં આવનાર છે તે વેલાંએ હું તુંને તેઓ સાથ ઓલખાંણ કરાવશ અને પછી તે છોકરી ઉપર ફતેહ મેલવવાનું તારાજ હાથમાં છે. મારાથી બનશે એટલી હું તારે માટે ભલાંમણ કરીશ એટલી તો તારે ખાતરી રાખવી." ફુઇના આ સધીયારા માટે સોલીએ ઘણો ઘણો ઉપકાર માનયો અને આખો દીવસ સુંદર તેહેમીનાના ખયાલમાં ચકચુર રહયો.

ધારા પરમાણે સાંજના ફરવા જવાને વખતે મીઠાંમાસી પોતાની બેજ મોટી દીકરીઓ તથા તેહેમીનાને લઇને શેઠાંણીને તયાં આવી લાગાં. "આવો મરૂં આવો મરૂં," એ પરમાણેનો આવકાર દેઇ તેમને શેઠાંણીએ બેસાડયાં અને વાત ઉપરથી વાત ચાલયા પછી બાઇએ મીઠાંમાસીના ખાવંદ મેહેલાશાહની ખબર અંતર પુછી અને પછી પોતાના ભાઇના છોકરા સોલીને પુછયું કે તું એનાઓને ઓલખેછ કે દીકરા? આપણે થી થોડે દુર પેલો નાકાં ઉપર બંગલો આવેલો છે તયાં એ લોકો ઉતરેલાંછે અને તે તરફ જાય તો જરા મારે નામે એવણના વર મેહેલાશાહની ખબરઅંતર લેતો આવજે."

બાઇના આ બોલોથી સરવેની નજર સોલી તરફ ખેંચાઇ. તે એક ખુણામાં મુકેલી ખુરસી ઉપર બેસીને વરતમાનપતર વાંચતો હતો. મીઠાંમાસીએ પુછયું "જી એનાઓ કોણ?"

"મરૂં મારા ભાઇનો દીકરો થાય? બોલતી ઓવરાઊં તે એનાઓ વકીલ થાયછે જી."

"વકીલ કે સોલીસીટ, મરે મને તો બોલતાંબી નથી આવડતું પણ લોકો કહેછે કે પેલા પાંચ હજાર ભરોને જે થાયછે તેને સોલીસીટ કહેછે અને વકીલથી ચહડતો ગણાય છે. વાસતે એવણ જીભરાયા શું થાય છે જી" મીઠાંમાસીએજ પુછયું.

શેઠાંણીએ જવાબ વાલયો "તમે કેહેવોછો તે બરોબર છે જી. મરે વકીલોનો આજે શું ટોટો છે તે તો રસતે રસતે ઉભાઇ જાય છે પણ ફુઇ મરે એનાઓ તો પેલા પાંચ હજાર ભરોને સોલીસીટજ થવાના છે જી."

"ભલે ભલે, જેના હોય તેના જીવતા રહે અને જમન પુરા પડે," મીઠાંમાસી બોલયાં "પણ હજી જીભરાયાને પસાર થતાં વીલમ હોશેજી."

"વીલમ શાંનો?" ફુઈ મલકાઈને બોલયાં "બોલતી ઓવરાળે છ મહીનામાં તો મા, રે સોરાબશાહ સોલીસીટ થઈ જશે. માય તમે માનશો માટીડાઓને માથેબી તે કાંઈ ઓછી હેજગારી છે? નામ તયારે તો પરીક્ષા પણ રાતના બારબાર વાગાવેર વાંચવું પડે છે અને જયાંવેર પરીક્ષા પસાર કરે તયાંવેર કેહેતીની મદઈનો જીવ તો જાણે સીકે ઓલ વાયલો રહે છે. એ તો મરૂં માટીડાથીજ એટલી ધીરજબી રખાય અને એટલો સખત અભયાસબી થઈ શકે બાકી તેમની સુજે આપણી રાંડોબી આજે ફુકરાજી કરવા નીકલી છે તે કોણ જાણે કયાંની કયાં અટવાઈને મરી જતી રહેશે."

આ વીચારો સાંભલી શીખેલી ભણેલી તેહેમીનાનો પીતો ઉછલી આવયો અને તે તુરત બોલી ઊઠી "નહી માય તમે ભુલો છો, ધીરજના બાબમાં આપણ બાનુઓને કોઈબી મરદ પોહોંચી શકનાર નથી અને શીખવા ભણવામાંથી આપણે તેઓથી પછાત પડયે એમ હું બીલકુલ માની શકતી નથી. આપણને પુરેપુરૂં શીખવાની તકજ કોણે આપી છે કે આપણામાં કેટલું પાણી છે તે માલમ પડી આવે?"

"સોલી, સોલી, સાંભલયાં કે આએ કેટક" ફુઈએ આ તકનો લાભ લઈ તેમને અરસપરસ વાતચીત કરવાની સેહેલાઈ કરી આપી.



## પ્રકરણ ૪ થું.



### "ખોદાનું ચાહાવું હશે તો માંથેરાંનને જશ મલશે."

મીઠાંમાસીએ આપેલી તકનો લાભ લેઈ સોલી એક ખુનામાં બેઠેલો હતો તયાંથી "એસનસ"થી મગમગતા રૂમાલે મોઢું લુછતો ઉઠી આવયો અને ઘણીજ ધીરજ તથા ઠંડા મીઠા સાદે બોલવા લાગો "ફુઈ, એ બાનુના વીચાર સાથ હું બોલેબોલ મલતો થાઉછું, એમાં કૌતક જેવું મને કશું જણાતું નથી. ધીરજનું ખરૂં ધન તે તમો અબલાઓજ છો—મરદો આકલા, ઉતાવલા, બાવરા અને ચીરડાઉ હોય છે અને અબલાઓને કીરતારે જે માટે સરજી છે તે મરદોને માતર ધીરજ અને સબુરી રાખતાં શીખાડવાનેજ માટે—તેજ પરમાણે એ બાઈ શીખવા ભણવા માટે જે વીચાર જણાવે છે તે તેવણની મનશકતીને શોભા લગાડે છે. તમે કેમ જાણયું કે બાનુઓથી મરદોની બરોબર શીખી ભણી શકાય નહી? કોઈ પણ બાનુને તમે "બેરીસટર" યા "વઈદ" થવાની તક આપી છે અને શું તેમાં તેઓ નીશફલ થઈ છે? જેઓએ એ બાબદમાં તપાસ લીધી છે તેઓની તો ખાતરી થઈ ચુકી છે કે દરએક વીદવતા ભરેલા ધંધાઓ—જેમને ઈંગરેજીમાં "લરનેડ પરોફેશનસ" કહે છે તેઓમાં ઓરતો મરદોની બરોબર ઉતરી શકે છે. માટે બાઈ તેહેમીના જેબી કહે છે તેની સાથ હું બોલેબોલ મલતો થાઉંછું."

તેહેમીના—અને તે માટે હું તમારી આભારી થઈછું.

સોલી—પણ તે આભાર પુરેપુરો હું તયારેજ સમજીશ કે જયારે તમે મને ખોલાસો આપવાની મેહેરબાંની કરશો કે તમને કેલવણી લેવાની કયાં સુધી તક આપવામાં આવી

છે. તમારા આ ઉતમ વીચારો તમારી કેલવણીનું વાજબી માપ છે અને તે ઊપરથીજ હું ધારી શકું છું કે તમને કેલવણીની સારી તક મલેલી હોવી જોઇયે.

મીઠાંમાસી—અરે બાવા બોલો ના એ પોરી તો બસ શીખવા ભણવા ઊપર ચરીજ ગયલી છે, અને આજે આટલું શીખી તોપણ જાણે થોડું પડયું હોય તેમ બોલે છે કે મરે જેમ શીખવામાં આગલ વધીએ છીયે તેમ બાકી રહેલું શીખવાનું એટલું વધુ લાગે છે કે જાણે જેમ નવું નવું શીખતાં જઇયે તેમ શીખવાનું ઓછું થવાને બદલે વધતુંજ જાય છે. અરે એબી તે કાંઇ કોતકજ તો કે ફરો ચોખામાંથી બે પાયલી કહાડીને રાંધી ખાઇ એ તો શું મુવા ફરો ચોખા રેહેવાના છે? તોપણ એ પોરી તો એવા દોરા બાલે છે કે નહી માસી ફરો ચોખામાંથી બે પાયલી કાહાડશો તો સવા ફરો બાકી રેહેશો. હવે બોલો કોણ કહેશે કે શીખેલી દુકતીઓ ચરી ગયલી નથી.

સોલી—માસી તમે એવા વીચારથી તમામ કેલવાયલી બાનુઓને ગેરઇનસાફ કરોછો અને તમારી સુંદર ભાંનજી જે કહે છે તેની મુલ મતલબ બીલકુલ તમે સમજતાં નથી.

મીઠાંમાસી—લેવો વલી એવણ પેસુ સમજુ નીકલી આવયા!

સોલી—નહી માસી તમો ભુલોછો મારૂં નામ તો "સોલી સમજુ" છે અને સોલી તથા સમજુ એ બેઉ બોલોના પેહેલા સ સો આવયાથી કાંનને કેવું મધુર લાગે છે.

આ પરમાણેની ખુશનુમા ગપસપ પછી ચાહા લાવવામાં આવી અને તેની સાથ વેલાતી બીસકોટની રકાબીઓ પણ હતી. ચાહા પીધા પછી સરવે ફરવા નીકલયાં. સોલીને માટે ફરવા જવા સારૂ ઘોડો આવેલો હતો તોપણ તેણે બાનુઓ સાથ ચાલતોજ જવાનું પસંદ કીધું. ધારા પરમાણે ફરી હરીને ઘેર આવયા પછી એકાંત તકનો લાભ લેઇ ફુઇએ સોલીને પુછી જોયું "કેમ દીકરા કાંઇ ખાટી મોરી મરજી થાય છે." સોલીએ ખોટી ઘાંસ કીધી "ખાટીબી નહી અને મોરીબી નહી." ફુઇએ ચીરડાઇને મીજાજ ખોહયો—ચાલ અમથો નાંખે જીભ લગાડયા કરતો. મનમાં તો મલીડા હશે અને તું કોણની આગલ એવાં મકર કરે છે? સોલીએ ફુઇનો મીજાજ જતો જોઈ જવાબ દીધો—ફુઇ તમે એટલાંબધાં તપી કેમ જાઓ છો, મેં કયાં ના કહયું કે મારી મરજી નથી. તમે ખાટી મોરી મરજી માટે પુછયું તયારે મેં જવાબ દીધો કે મારી મરજી ખાટીબી નથી અને મોરીબી નથી—એ મરજી તો ઘણીજ મીઠારાદાર, મધુર અને મનપસંદ છે. જેનાં ધન ભાયગ હોય કે તેની એવી મરજી પાર પડે—તે પાર પાડવાનું તમો બાપને તોલનાં ફુઇનાજ હાથમાં છે અને તે પાર પડેલું જોવાથી હું તમારૂ હેશાંન કદી પણ ભુલીશ નહી. તેણીની દોલત એજ મારી પેહેલી લાલચ હતી, પણ તે લાલચમાં તેણીનો સુંદર દેખાવ, બોલવા ચાલવાની ચપલતા, બોહોલા અને આગલ વધેલા વીચારો એ સરવેથી એટલો બધો તો વધારો થયોછે કે તેમનાં દબાંણ તલે કદાચ હું કચડાઇ જઇશ. હું મારો હાથજ નહી પણ મારો પવીતર આતમા વતીક એ છોકરીના પગ આગલ મુકવાને તઇયાર છું.

આ પરમાણેની સોલી અને તેની ફુઈ વચેનો છુપી મસલત પછી જેમ જેમ દીવસો ગુજરતા ગયા તેમ તેમ તેઓ એક બીજામાં દરરોજ વધારે અને વધારે ભેલાવા લાગાં. કોઇવાર ફુઇને તયાં ખાણીપીની ચાલતો તો કોઇવાર મીઠાંમાસીને તયાં તેમની મેહેમાનગીરીનો ઊપકાર વાલવામાં આવતો. સઘલી વેલાએ સોલી અને તેહેમીના એક બીજાના વીચારને ઉંચકી લેતાં—પોતપોતાની વારી મુજબ એક બીજાંની ખાંણીપીનીની હદથી જીયાદા મેનીજ કરતાં. ફુઇને તયાંની જીયાફતમાં સોલી તેહેમીનાને "સોડાલેમન" પુછતો, આઇસક્રીમની રકાબીઓ લાવી આપતો, સરાબની ભલામણ કરતો, અને "તેહેમીના"નાં

મુખ મધેથી અરધો નીકલેલો બોલ બીજીજ પલે બજાવી આપતો. માસીને તયાંની જીયાફતમાં "તેહેમીના" સોલીની સેવાઓનો પાર વાલી આપતી, પોતાને હાથે બનાવેલું ચાહાનું કપ સોલી સાંમે ધરતી અને તેમાં જો તે ઉતાવલમાં શાકર નાખવાને ભુલી જતી તોપણ તે સોલીને મીઠું મધ જેવું લાગતું. વલી સઘલો વખતવેર સોલીની ખુશનુમા "ગોફતેગો" ચાલુ ને ચાલુજ રેહેતી. જેટલો વાર બીજાઓનું સાંભલવું પડે તેટલોજ વાર ભારે આનાકાની સાથ તેને મુગું રેહેવું પડતું અને પછી પેહેલી તક મલતાં તેહેમીનાના નાજુક કાંણોમાં સોલીની સતાકોની રેલ ઉપર રેલ ચાલુ થતી. સુધારો, કેલવણી, સ્ત્રીઓના હક, નાટકો, જાહેર ભાશાંણો, વીદયા, હુનર, દેશાપરદેશનાં પરદરશણ જે બાબદ પુછો તે ઉપર સોલીની જબાંન સરસરાત ચાલતી અને એ સઘલી બાબદોમાં "તેહેમીનાને" પેચેપેચ સરખી ઉતરતી જોઈ તે અજાયબીથી છક થઈ જતો. કેટલીક બાબદમાં સોલીનાં ભાગાં તુટાં ગ્નાન ઉપરથી તેહેમીના તેને માઠું નહી લાગે એવી સભયતા અને દુરઅંદેસીથી તેના વીચારોથી જુદી પડતી તયારે સોલી વધુ સભયતા અને દુરઅંદેસીથી તેણીને સાબાસી આપી પોતાની ભુલ કબુલ કરતો અને તેથી તેમનું દીલ એક બીજાં ઉપર વધુ મજબુત થતું. વલી સોલી એક અઠંગ વજાડનાર હતો. "વાયોલીનનો" તે ખાં હતો. તેની મુસાફરીની જણસોમાં "વાયોલીન"ની જગો પેહેલી હતી અને તેજ પરમાંણે "તેહેમીના" અઠંગ ગાનારી હતી. ઈંગરેજી, ફરેંચ, ગુજરાતી અને હીંદુસતાની ગાયનોની તેણીએ સારી તાલીમ લીધેલી હતી, એટલે દરેક મેલાવડાની આખેરીએ તેઓ બંનેની અગત પડતી. પરથમ તેઓ એક બીજાંથી શરમાવા લાગાં પણ જેમ દોસતી ઘારી થતી ગઈ તેમ તેમ શરમ દુર થઈ અને તેઓ પોતાનાં મધુર ગાયનથી સરવેને આનંદ પમાડવા લાગાં. સોલી માતર "વાયોલીન" વજાડતો અને તેહેમીના પોતાના ઠંડા ધીમા મધુર હલકથી તેમાં મીઠાશ ભેલતી. એ રીતે જેમ તેઓ એક બીજાના સંબંધમાં વધુ આવતાં તેમ તેમની દોસતી ઘંભીર રૂપ પકડતી અને સોલીનાં ફુઈનાં સરખાં પાહાવન અને પોંહોંચેલાં બાનુને મનસે તે સઘલું મન ભાવતુંજ હતું. એક દીવસે જયારે ફુઈ તેહેમીનાનાં મીઠાંમાસી સાથે એકલાં વાતે વલગેલાં હતાં તયારે તેવણે તેહેમીનાનાં લગનની વાત છેડી. માસીએ ટુંકમાંજ કાસર પટાવી કે "માય એ પોરી જો સમજતી હોય તો આજે એનાં લગન થાય. એની માસીનોજ એક દીકરો છે કેવો હીરા જેવો, લાયકીવાલો, અને ગરીબ ગાય જેવો છોકરો છે, મરતાને મર નહી કહે એવો ગરીબ છે પણ કોણ જાણે ઉંધે દહાડે એ દુકતીનેબી શું ઉંધું સુઝ પડેછે કે બસ એકની એકજ હઠ ધરી બેઠીછે. એને તો બધી વાતે શીખેલો ભણેલો વર જોઈયેછે, પણ એટલું નથી જોતી કે શીખેલો હશે પણ "દીની માસીના દારાશાહના" જેવો સદગુણી નહી હશે તો પછી તેને શીખેલું ભણેલું શું કામ લાગવાનું. પણ આજની નાદાન પોરીઓ જરા શીખી એટલે બસ વકીલ અને બારીસટર ઉપરજ ધરી પરવા નીકલે તયારે હુંબી જોવું છું કે કેવો "બેરીસટર" વર મેલવેછે અને તે કેવું સુખ બતલાવે છે?

બચાઈ ફુઈ—પણ .જયારે તમારાં બેનના દીકરાની એટલી બધી તારીફ કરોછો, તયારે તમારીજ એક દીકરીને તેની સાથે ઠેકાંણે કાંય નહી પાડતાં? પાંચમાંથી જે એક ઓછી થઈ તે ખરી.

મીઠાંમાસી—હારે માય મારી તો ઘણીબી મરજી છે, પણ શું કરું એક તો ઉમરનો ઘણો ફેર છે અને વલી મારી દુઃખી દરદી છોકરીઓ તે જીભરાયો ના કહે છે. તેને તો ઘણી તનદરોસત અને મજબુત બઈરી જોઇયે છે અને તેહેમીનાબી કયાં પારકું બચું છે બેહેનનું તેબી વલી કોણનું—મારી દીકરી જાણીનેજ તેને ઠેકાંણે પાડવાની ઈંતેજારી

બતાઉં છું પણ એ પોરી કોઇને મચક આપતીજ નથી, બધી વાતે કેહેનસર અને હીર જેવી છે પણ પરણવાની વાત આવી કે વાઉની કાંની ગલે વલગવા આવે છે. બેહેન, બને તો તમેજ એને બે બોલ સમજાવી માસીના દારાશાહ સાથે ઠેકાંણે પાડો તો ઘણી મેહેરબાંની થશે.

બચાઇ ફુઇ—હા માય હા, મારી આંખને જોરે. કાજ કરવાનું તો સવાબનું કામ છે. અમસાં પોતીકાંનું આપણે હાથે જાતે કરીયે તેમાંજ શોભા છે. મુવા કાજ કરનારાઓ એકનું ચાર કહી કેટલાક અધવચમાં તરાપો દુબારી એકનું સાંધે છે તો સૌનું ભાંજેછે, વલી શું બધાંનેજ જોડાં ગોઠવી આપતાં આવડેછે કે? એબી ડાહપણ અને અજમાએસનું કામ છે. બોલતી ઓવરાંઉ અમારૂં આટલું મોટું કુટુંબ છે પણ એકેએક બચાંનું કારજ મારેજ હાથે થયલુંછે. કહેછે કે નવાં બંધાવેલાં સાત દખમાનો સેજદો કીધો અને સાત જોડાં સાંધયાં તેના જેટલું સવાબનું કામ બીજું કોઇજ હોશે. બેલાશક તમારી તેહેમીનાને મારી આગલ જરા એખલી મોકલજો અને ખોદાનું ચાહાવું હશે તો માંથેરાંનનેજ જરા આપીને આપણે બધાં સાથે મુંબઇ પધારશું.

મીઠાંમાસી—મરૂરે તમારી ભલાઇ ઉપરથી તમારે મોઢે શાકર.

---

## પ્રકરણ ૫ મું.

### એક ભણેલી બાનુની બુલંદ ઉમેદો.

બીજેજ દીવસે મીઠાંમાસીએ પોતાનું માથું દુઃખવાનું બાહાંનું કાહાડી તેહેમીનાને પેલાં માતબર શેઠાંણી બચુબાઇને તયાં જવાને ફરમાવયું. બચુબાઇને તયાંનો માલી આવીને કહી ગયો હતો કે "બાઇકા જીવલા બરા નહી હાએ તે આજ એર્ગુન શકેલ નહી." આ ઉપરથી બચુબાઇની ખબરઅંતરને બાંહાંને મીઠાંમાસીએ એક આયા સાથ તેહેમીનાને એખલીજ મોકલી. મીઠાંમાસીની વડી દીકરીએ સાથે જવા માંગયું, પણ મીઠાંમાસીએ તેણીને અટકાવી કે "મરે એક દહાડો ફરવા જવા વગર તારો જીવ રડેછે, હું માય જેવી માય માથું ફાતી જાય એવાં દરદથી તવલુંછ તયારે તું દીકરી જેવી દીકરી માયને વખાતી નાખી કયાં જવા સારૂં તઇયાર થઇ? જોવોરે આએ જમાનાની છોકરીઓ!"

તેહેમીના—માસી કાંઇ નહી તમે નાંજાંને જવા દેવો હું તમારી આગલ રહેવશ.

મીઠાંમાસી—નહીરે દીકરી, એ દુકતીનો એવી અભાગની આદત ભાંજવી જોઇયે. જા માય, બચુંમાયની બરોબર ખબરઅંતર લઇને વેહેલી આવજે, અને મારી ઘણી ઘણી દુવા કહેજે અને કહેજે કે મુવું અભાગયું દુઃખ લાગુંછે તે શું કરીયે? તમારી આગલ આવવા સારૂં તો ઘણોબી જીવ બરેછે.

આટલી વાતચીત પછી તેહેમીના એક આયા સાથે બાઇનાં મુકાંમ તરફ ગઇ. જઇને જોયછે તો બાઇ સાહેબ પોતાના ભતરીજા સોલી સાથે "બેઝીક" રમતાં હતાં અને તેમની માંદગીનું તો નામબી નહી હતું. ચાલાક તેહેમીના તુરત સમજી ગઇ કે મોટે ઘેરની બાનુ ઓને માંદી પડતાંબી વીલમ નહી અને સાજી થતાંબી વીલમ નહી. જરાક સરકમ થયો તો બબે ડાકટરો તેમને તયાં આવેલાજ છે. બરોબર તેજ પરમાણે ખબરઅંતર પુછતાં જણાયું. બચુંમાયે પોતાની હકીકત જણાવતાં કહયું કે "અરે માય તું બોલ ના, સવારની સુતેલી ઉઠી તયારનો કાંઇ સરકમ તો સરકમ કે જાણે અતયાર સુધીમાં હજાર છીંક

આવી ગઈ હોશે.—વલી તે સાથે કાંઇ પાણી પડેછ કાંઇ પાણી પડેછ કે જો તે બધું વાસણમાં ઝીલયું હોય તો બે ચાર હાંડા ભરાય—મરે એટલું બધું પાણીબી તે માથાંમાં કયાંથી આવયું હશે? પછી તો દશએક વાગતાને સુમારે પાસેથી ઉભરાયા ડાકટરને બોલાવયા અને તેવણે કાંઇ દવા લખી આપી તેના બે તરણ ભાગ પીધા પછી જરા કલાકએક થયો હમણાંજ જીવને કરાર થયોછે.

આ પરમાણેની હકીકત કહયા પછી શેઠાંણી બાઇએ છુપી અસારત કરી પોતાના ભતરીજાને તયાંથી ખેરવયો અને ગામ ગપાટાની અનેક વાતચીત કીધા પછી તેવણે તેહેમીનાનાં લગનની વાત છેડી. તેવણ બોલયાં—જો દીકરી, હવે તું કાંઇ છેક નાની નથી. પચીશ વરસ તો પુરાં થયાં અને આજકાલ છવીશમું બેસશે—વલી તું કાંઇ કોઇની ઓશીઆલી નથી—આપી જતાને ખોદા બેહેસતનું મુકામ આપે તે તેવણ તો કોઇનીબી તુંને ઓશીઆલી રાખી ગયા નથી. જો દીકરી, તું કાંઇ જાણેછે કે આપણ બાનુઓનાં સંબંધમાં આટલી બાબદ સરવે પરણનાર છોકરીઓએ ધયાંનમાં રાખવી જોઇયે. "લગનનાં બજાર"માં કુમારીકાઓની કીમત ચઉદ પંદરમાં વરસથી વધવા માંડેછે તે છેક વધી વધીને વીશ એકવીશમાં વરસ સુધીમાં પુરી થાયછે અને તયાર પછી ચોકસ માનજે દીકરી કે તે કીમત પાછી ઘટવા માંડેછે. તમો આજકાલની પોરીઓ ખોટી મગરૂબીમાં સારૂં માઠું જોતાં જોતાં ઘરડી થાવોછો અને પછી બધી વાતે તમારા ભાવ ઘટી જાયછે, કોઇ તમારી દરકારબી કરતું નથી. દરએક કુમારીકાને વીશ એકવીશ વરસની ઉમર સુધીમાં પરણવાની જેટલી જોગવાઇઓ મલેછે તેટલી તયાર પછી મલી શકતી નથી, માટે વેક દીકરી, હજી તો ખોદાની આપેલી તંદરોસતી અને ખુબસુરતી છે તયાંસુધી કાંઇ સમજ અને નહી તો જનમ સુધીનો પસતાવો રહી જશે.

તેહેમીના—બચુંમાય તમે કહેવો છો તે હું બધું સમજુછું, પણ એ કામમાં ઉતાવલ પણ કાંઇ ઓછો પસતાવો કરાવતી નથી. "ઊતાવલેથી પરણવું અને જનમ સુધી પસ તાવું" એ બેઊ એકસરખું ગણવામાં આવેછે.

બચુંમાય—ઓ વાય, એ વલી કોણે કહયું? લેની એમ તો હું પોતે સાત વરસની પરણેલી હતી અને આજે દીકરા દીકરીવાલી થઇ અને ખોદા રાખે મારા ધણીનું હજાર વાતનું સુખ જોવુંછું તેમાં પસતાવાનું શું છે? એ તો નસીબમાં જે લખેલું હોય તે થાય. આજે જે લોકો જોઇ જોઇને પોતાની પસંદગીથી પરણે છે તે લોકો શું પાછલથી નથીજ પસતાતાં કે? લેવો હું તેના એવા દશ દાખલા આપું કે જયાં મોટી ઉમરનાં એક બીજાંની પસંદગીનાં લગનો થયલાં હતાં તોપણ ધણી ધણીયાંણી વચે તેઓને એક બીજાંનું મોઢું જોવાનો વેહેવાર રહેલો નથી. તે કરતાં હું કયાં તુંને કહું છું કે તારે વગર પસંદગીએ પરણવું. આજે પચીશ વરસની કેઇ છોકરી પોતાની મરજીના ધણી વગર પરણે છે કે તું પરણવાની હતી? પણ જો માય પેલો દીનીમાસીનો દારાશાહ કેવો ગરીબ ગાય જેવો દીકરો છે—કાંય અમઠી ચેડાં કાહાડેછે? બીચારાં મીઠાંમાસી તારે સારૂં તે દહાડે કેટલો બધો બલાપો કરતાં હતાં.

તેહેમીના—હા માય હું જાણુંછું કે દારાશાહ બીચારો ઘણો નેક, બુનીઆદ, ભલો, લાયકીવાલો મારો મસીઆઇ ભાઇ છે પણ હું શું કરૂં માતર ભાઇ તરીકેજ તેને ચાહાવાને હું તઇયાર છું પણ ધણી તરીકે તે ચાલી શકે એમ મને લાગતું નથી.

બચુંમાય—પણ તેનો કાંઇ સબબ?

તેહેમીના—સબબ એટલોજ કે તે કાંઇ ઘણો શીખેલો ભણેલો નથી. લગનથી ધણી ધણીયાંણી એક ગણાયછે પણ તે માતર નામનાંજ એક નહી પણ તેમના વીચાર સાથ

વીચાર, જીવ સાથ જીવ, શોખ સાથ શોખ, એક બીજાંમાં મલી જવાં જોઇયે. એમ બને તોજ એક જોડું ખરેખરૂં સુખી થઇ શકે—અને નહી તો લગનનું સુખ માતર બાહેરનું પોકલ અને આસપાસનાઓને ઠગનારૂં છે. હવે તમેજ બોલો માય કે મારો શોખ મારા ઇંગરેજી અભયાસને લગન પછીબી ચાલુજ રાખવાનો છે, મારી જીંદગીની મુખ્ય ઊમેદ જેમ એક સદગુણી માતા અને પતીવરતા મોહોરદાર થવાની છે તેમજ એક વીદવાંન ખાવંદની ભણેલી મદદગાર થઇ, બેઉના ચાલુ અભયાસ અને અરસપરસની મદદથી અમારી ફુરસદનો વખત મારી વગર શીખેલી બેહેનીઓનાં ભલાંને ખાતર અરપણ કરવાનો છે. એ એક બુલંદ ઉમેદ છે. કદાચ તે એક સવપનોબી હોય. પણ જયાંસુધી તે પાર પડશે નહી તયાંસુધી હું મારી જીંદગીની ખરી મકસદ બર આવેલી વીચારીશ નહી.

બચુંમાય—મરેરે તેહેમી તું તો કેથી મોટી ફીલસુફ નીકલી? મરે તું શું બકે છે તે તો હું પુરૂં પાધરૂં સમજતીબી નથી. વલી આપણે બઇરાંઓની જીંદગીની મકશદ રાંધવું સીધવું, સીવવું,સાંધવું અને ઘણી તથા બચાં છોકરાંની ઘટતી માવજત કરવી બીજી શું હોય?

તેહેમીના—નહી માય તમે ભુલો છો. ખોદાએ આપણે માટે એ ઊપરાંત બીજી પણ ફરજો કીધેલીછે. એક ભણેલી સ્ત્રી એકાદ ભણેલા ભરથારની સાહેતા તલે પોતાની ભલાઇનો વીસતાર પોતીકાં ઘરની બાહેર પણ પાંથરી શકેછે. તમે ઘેરની ફરજો તો દરશાવી છે. તે ઊપર પરથમ ધયાંન પુગાડવું એ તો આપણો ધરમજ છે પણ તે ઊપરાંત બીજું આપણે માટે ઘણું ઘણું કરવાનુંછે તે સઘલું હું હાલ દરશાવવા માંગતી નથી--કેમકે તે મારાં મગજમાં રમી રહેલો માતર એક સવપનોજ છે. તમે તો સાંભલી કદાચ મને હસી નાખશો, કદાચ તમે મને ઘેલી ઠેરવશો, ખરેખરી કેલવણીના પરકાશ વગર તમે મારી ઉમેદો પુરેપુરી સમજી શકશો નહી.

બચુંમાય—પણ બોલતો ખરી, હુંબી તો જાણું કે તું આજકાલની એક નાદાંન પોરી શું શું કરવા માંગેછે?

તેહેમીના--બચુંમાય પેહેલાં તો તમે મને "નાદાંન" કહેવો છો અને તયાર પછી "પોરીનો" ખેલકાબ આપો છો તયારે એક "નાદાંન પોરીના" વીચારોબી નાદાંનજ હોવા જોઇયે માટે મને નાહેકની તસદી આપી શું કામ મારી બુલંદ ઉમેદોની હસી કરાવો છો.

બચુંમાય—નહી, નહી, મારા સમ તેહેમીના, મને રડે જો તું નહી કહે તો. મને તે જાણવાની ઘણી મરજી છે; હુંબી તો જાણું કે તારી ઊમેદો કેવી છે.

તેહેમીના—તયારે સાંભલો, એ ઊમેદ એટલી બુલંદ છે અને એ કામ એટલું મહા ભારત છે કે તેનો પુરેપુરો ખયાલ પણ મારાં મગજમાં આવી શકતો નથી. તોપણ જેવી ભાગીતુટી રીતે હું તે સમજુંછું, તેવીજ ભાગીતુટી રીતે હું તે સમજાવાની કોશેશ કરીશ. આજે તમે જાણોછો કે આપણી પારસી બેહેનોઓની હાલત કેવી છે. સુધારા અને છુટાપણાનાં પવીતર નામો હેઠલ કેવું અંતેરૂં, ઊદાઊપણું, ઇતયાદી બેમલાજે ફરવા હરવાનું અને બીજી છુપી બદીઓ કે જે વીશે હાલ હું ઝાઝું બોલી શકતી નથી તોપણ તે વીશેની તમામ આબરૂદાર મરદ ઓરતોની પકી ખાતરી થયલીછે તે સઘલું એ અસીલ અને પુરાંની કોમ મધેથી દુર કરવાનું કામ જેટલું એક અબલાથી બની શકશે તેટલું મરદોથી બની શકનાર નથી. હું કોઇબી રીતના ખરા સુધારા અને સ્ત્રીઓનાં છુટાપણાનો વીરૂધ નથી પણ આડે રસતે ઊતરી પડેલા હાલના આપણા એ સુધારાને જો રાહા ઉપર લાવવો હોય તો તેનો માતર મને એકજ રસતો સુઝે છે અને તે એ કે સીધે રસતેના ખરા સુધારાઓ તેઓમાં ઊપરાસાપરી દમબદમ વગર આંચકીએ દાખલ કરવા.

બચુંમાય—પણ દીકરી જરા મને સમજ પાડશે કે સીધા સુધારા શું અને વલી આડા સુધારા તે કેવા હોય. મરે આજના સુધારાને નામનાં ખેણકોટકોનો કશો સુમારજ નથી.

——oo-:o:-oo——

# પ્રકરણ ૬ ઠું.

## કુઇએ "આંખને જોરે" બજાવેલું કામ.

તેહેમીના—હા, માય તે હું તમુને કહું. ખરા ખોટા સુધારાને જુદા પાડવાનું ઘણું મુશકેલ છે ખરૂં તોપણ તે બાનુઓને લાયકની કેલવણી આગલ પોતાની મેલે સેહેલ થઇ પડશે. સુધારાને બાહાંને ભુલાવામાં પડેલી મારી બેહેનીઓને પરથમ તો ઊંચા ધોરણની પુરેપુરી કેલવણી અપાવવી જોઇયે અને તેમાં નીતી અને ધરમની કેલવણી એવી રીતે સમાવવી જોઇયે કે ખરૂં ખોટું પારખવાની શકતી તેઓમાં પોતાની મેલેજ આવી શકે. આવી રીતની ઊંચી કેલવણીથી મારી બેહેનીઓની એકવાર નજર ખોલયા પછી તેમને લાયકના ખરા સુધારાને આગલ ચાલતાં વીલમ્બ લાગશે નહીં. પછી તેઓ પોતાની મેલે સમજી શકશે કે આજના ખરચાલુ પોશાકો જેમ જરૂરના નથી તેમજ તેમાં તેમની સંસારી જીંદગીનું ખરૂં સુખ સમાયલું નથી. તેજ પરમાણે નીતી અને વીવેકની પુરેપુરી કેલવણી પછી કોઇબી મારી સમજુ બેહેન પારકા મરદોના મેલાવડામાં પોતાના ધણી યા પીતાની નેગેબાંની વગર જવામાં શોભા ભરેલું વીચારશે નહી. બાહેરના રખડરઝડના એ અનગમતા શોખને લીધે પોતીકા જીવ કરતાં વધારે વાહાલાં ફરજંદોને હાલની બેકદર માતાઓ આયા અને હલકા નોકરોની સંભાલ તલે સોંપી નભરવસ રહી તેમના ભવમાં નુકશાન કરે છે તેનો પણ ઉતમ પરકારની કેલવણીથીજ રસતો આવી જશે. માટે ખાઇપીને મારે બાનુઓની ઉતમ પરકારની કેલવણી પાછલજ મંડવું જોઇયે કે જે કેલવણીથી તેઓ પોતાનાં ઘેરોને સુખી અને સદાનાં હસતાં બનાવી શકે એટલુંજ નહી પણ તેથી તેઓ પોતાના ખાવીંદોની નામનીજ મોહોરદારો નહી પણ તેમની બરોબરની, તેમની મદદગાર, તેમને સાહેતાભરી, તેમની જીંદગીની લડાઈઓમાં ઉલત અને ઉમંગથી ભાગ લેનારી થઇ પડે અને બધી વાતે એક ઉદયોગી જીંદગી ગુજરવાને સામરથવાંન થાય.

બચુંમાય—પણ ઘેલી એ બધું શું તારાથી એખલીથી થઇ શકવાનું છે?

તેહેમીના—બચુંમાય તમે વાજબી બોલો છો. એજ એક મોટી મુશકેલી છે. હું એ વીચાર પાછલ લગભગ ઘેલી થઇ ગઇ છું. રાત અને દીવસ મને ચેન પડતું નથી. પણ હું પોતાને એટલીબધી કમીની વીચારૂં છું કે એ મહાભારત ખયાલની મુશકેલીએજ મને ઉલત આપી છે કે અગરજો મારા આ સવપના મધેના હજારમાં હીસા જેટલુંબી જો બજાવવું હોય તો એક ઉતમ, ભણેલા, અને પરમારથી વીચારો ધરાવનાર ખાવીંદનોજ હાથ ઝાલવો, કે જે પોતાની દુરઅંદેશીથી મને રસતે પાડી શકે, જે પોતાની લાયક સલાહઓથી મને આગલ વધારે, જે પોતાની કીમતી મદદોથી મને ઉતેજન આપે, જેનો જીવ મારા જીવ સાથ, જેનો શોખ મારા શોખ સાથ, જેની ઉલત અને ઊમેદો મારી ઉલત અને ઊમેદોમાં આમેજ થઇ ગયલી હોય એવોજ ભરથાર મેલવવાને હું ઇંતેજાર છું અને મારી ખાતરી છે કે ગમે એટલી ભલાઇઓ સાથના દીનીમાસીના દારાશાહથી તે કદી બની શકવાનું નથી.

બચુંમાય—જો દીકરી, હવે તું જે કહે છે તે મારા ધયાંનમાં ઉતરે છે પણ એવો વર હાલના વખતમાં તુંને કયાંથી મલવાનો છે? આજે તો માટીડા બધા એકલપેટા, સઉ પોત પોતાનું કરવા પડેલા, અને ઘણું થાય તો ગાડીમાં સાથે લઇને ફરવા જાય. સારાં કપડાં પેહેડાવી અને સારૂં સારૂં ખવડાવી આપણુને રાજી રાખે પણ જરા એમ કહીશું કે જી બે કામ કરતા આવજો તો બઇરીને નામે જીભરાયાઓના માઠાંના માંગતાને

તાપ ભરાઈ આવે. પણ વારૂં મારા ભાઈના દીકરા સોલીને વરે તું શું ધારે છે? કેવો મજેનો શીખેલો, ભણેલો છોકરો છે. વલી સોવામનોબી કેવો છે કે જાણે જાંગલો. જો દીકરી હું કાંઈ તુંને જુઠી ઓંહોસ કરી સાસામાં ઉતારવા માંગતી નથી. તારી સાત વખત ખુશી હોય તો એ વીશે વીચાર કરજે. એ તો જીભરાયો છ માસમાં "સોલીસીટ" થઈને બાહાર પડશે એવા વીચારથી એટલાં બધાં તો સારે સારે ઘેરથી તેને માટે માગાં ઓનો તુટાતુટ પડે છે કે સઉને જવાબ આપતાં આપતાંબી કંટાલો આવયો. બસ એ કારમખો એકનો એકજ બોલ ધરીને બેઠો છે અને તે એકે મારે હમણા નથી કરવું. જે થાય તે પરીક્ષા પછી. એ અબઇ રહયાને મેં પાલી પોશીને મોટો કીધો અને આંખની આગલ ઉછેરીયો છે, અને મારી ઉમેદ છે કે એને હુંજ મારે હાથે કોઈ સારે ઘેર ઠેકાંણે પાડું. માબાપને તો બેહેસત તે બીચારાંઓ તો એકપુરૂં ફરજંદ મુકી ચાલી ગયાં પણ એ મારા ભાઈના એકપુરા દીકરા સારૂં પચીશ હજાર જુદા કાહાડયા છે અને અણી થી તે પણી સુધીનું તેનું આજની ઘડી સુધી હુંજ માથે વાંસે થઈ પુરૂં કરૂં છું અને જ્યાં સુધી આએ ધાંતીમાં પરાંણ છે તયાંસુધી તો હું તેને વીલો મુકવાની નથી. ફુઈ મરે જરા એશાકી વધારે છે બાકી બીજી બધી વાતે સોલી દીકરો હીરા જેવો છે અને માય બીચારી આજે હઈયાત હોતે તો તેને એટલો મોટો અને શીખેલો ભણેલો જોઈ હજાર હોવાઈના દીકરા ઉપરથી મરી ફીટતે. પણ તે બીચારીની સરજતમાં દીકરાનું સુખ જોવાનું નહી લખેલું હોશે તે આપણે શું કરીયે. જો માય હજીબી ઘેર જઈને બરોબર વીચાર કરજે, માઠાંમાસીની સલાહ લેજે, અને જો તારી મરજી હોશે તો હું સોલીનેબી જેમ તેમ સમજાવી હા બોલાવશ. સોલી દીકરો, ફુઈ મરે, મારા તો કેહેનસરનો છે. તે મને તો ના નહી કેહેશે.

ગરીબ બાચારી તેહેમીના આ માંગણીથી નવા ધભરાતમાં પડી. તેણીને જવાબ આપવાનું સુઝ પડયું નહી. તેણીએ સોલીને નજરે નજર દીઠેલો હતો. સોલીના સોવામના દેખાવ અને બોલકની જુબાંને, તેમજ તેના એસકી પેહેરવાસ, સુધરેલી રીતની બોલવા ચાલવાની ઢબ, ઈતયાદી વરતાણુકે પેહેલે ધરથીજ તેહેમીનાનાં મગજ ઊપર કાંઈક અસર ઊપજાવેલી હતી. વલી તે તેણીની મરજી મુજબનો શીખેલો ભણેલો પણ હતો. ખરેખર બચુંમાયના આ રીતના અચબુચ સવાલથી તે બીચારી ગુંગલાવા અને ગુંચવાવા પડી. તેણીના ચેહેરા ઉપર શરમનો કીરમજી રંગનો પરડો ફરી વલયો જેથી તેણીનો સુંદર ચેહેરો વધુ ઝમક મારવા લાગો, આ શરમને ખાતર તેણીને નીચું જોવાની ફરજ પડી તેટલાંમાં બચુંમાયેજ આગલ ચલાવયું :—

"જો દીકરી ગઈ કાલેજ પાસેના બંગલામાં ઉતરેલા "દારાબશાહ કંટરાકટરની" એક પુરી છોકરીને મારા સોરાબશાહે ફરવા આવેલી જોઈ હશે તે મને પાછો આવીને પુછવા લાગો કે "તમે તેવણને ઓલખો છો છોકરી કેવી છે," હું તો તુરત સમજી ગઈ કે કેથી શેઠની ખાટીમોરી મરજી થતી દેખું પણ માય આજકાલના પઈસા થયલા તેથી શું કાંઈ જાતબુનયાદબી જોવી જોઈયે કે નહી? એ દુકતીનો બપાવો મારા મમાવાને તયાં બબરચી હતો, અને તેના દીકરાએ સરકારી કંટરાકટોમાં આડા ઊભા હાથ મારી આજે થોડીક પુંજી એકઠી કીધી તેથી શું કાંઈ આપણી જાતબુનયાદબી તે કાંઈ બલી ગઈ? પણ આજ કાલના પોરીયાઓ એવું કાંઈ સમજે નહી. તેમને મનસે તો "રાજાને ગમતી રાંણી અને છાંના વીનતી આણી." તેમ જુવાંનયાઓની આંખ આગલ તો એવો પરદો ફરી વલેલો કે "ઘેર ચમાર" બધું તેમની નજરમાં તો સરખુંજ જણાય. મેં તો ટુંકમાં કાસર પટાવી કે તે દુકતી તો બાહાર અદરાયલી છે અને તેની ચાલચલણ કાંઈ પાધરી નથી.

તેહેમીના—બચુંમાય એઅદબી તો માફ છે પણ તયારે તમે કોઇનાં કાચાં કુમારાં બચાંને નાહેકનું બદનામ કીધું. એમ તો પછી તે છોકરીનો જુઠો સાખો પડી જશે. તમારા આધાર ઉપર સોરાબશાહ બીજાઓને કહે કે તેની ચાલચલણ પાધરી નથી અને તયારે તે બીચારીનો ઊઠાવણી કેમ થાય? મને તો માય એ રીત પસંદ નથી.

બચુંમાય—પણ તયારે શું આપરાં બચાંને જાણીજોઇને ફાંસામાં ફસાવયે? પાધરી રીતે તેઓને ગમે એટલું સમજાવયું હોય પણ આજકાલના પોરીયાઓ એકના બે નહી થાય તયારે એવી રીતે સમજાવયાથી ફરીથી એવી છીથરીપીથરીઓનું નામબી નહી લીયે.

તેહેમીના—માફ કરો તો કેહેઉં, કે તમારી એ ફીલસુફી મારા ધયાંનમાં નથી ઉતરતી.

બચુંમાય--અરે ફીલસુફી તો બરી ગઇ માય હજી તું નાદાંન છે. તારાં કરતાં મેં ઘણી દીવાલી વધારે જોઇછે, દુનીયામાં મારા જેટલો અનુભવ મેલવતાં હજી તુંને વીલમ છે. પણ હવે જે તે મને જવાબ આપ. મારા સોલીને માટે બેલાશક મીઠાંમાસી સાથે મસલત કરી જે તે જવાબ આપશે તો અમુને બીજાંઓને જવાબ આપવાની કાંઇ સમજ પડે.

આટલી ગોફતેગો પછી તેહેમીનાએ તયાંથી રૂખસદ લીધી. પણ ઘેર જતાં રસતો કેમ વીતીયો તેની તેણીને કશી ખબર હતી નહી એટલું તેણીનું ધયાંન આ સવાલના ફડચા ઊપર ચકચુર થયલું હતું. તેણીએ સોલી અને દીનીમાસીના દારાશાહ વચ્ચે ઘણીક રીતના મુકાબલાઓ કીધા. જેમાં બધી વાતે સોલીજ ચઢીયાતો દીસવા લાગો. આ પચીશ વરસની તોપણ નાદાંન છોકરીએ સોલી અને દારાશાહના બાહેરના દેખાવનો મુકાબલો કીધો, તેમની બાહારની રીતભાતનો મુકાબલો કીધો, તેમના બોલવા ચાલવાની વરતણુકનો મુકાબલો કીધો, અને છેલ્લે તેમની કેલવણીનો મુકાબલો કીધો. તોપણ તેણીને તેમના ભીતરના સદગુણોનો એજ પરમાણે મુકાબલો કરી જોવાનું ભાંણ રહયું નહી. દારાબ ઠંડો, ધીરો, થોડું બોલનારો, જોઇ તપાસીને ચાલનારો, સાદો, દોલ દમામ વગરનો, એકમારગી સવભાવનો હતો તે તેણીને ગમયું નહી. સોલી આકલો, ઊતાવલો, ધરપચીયો, ઘણું બોલનારો, હરએક કામમાં એકદમ છીપલાવનારો, ફાંકડો, એસકી, હસમુખો, અને પુશકલ ડોલ ઘાલનારો હતો તે ઉપર તેહેમીના મોહીત પડી. તેણીને લાગું કે તેણીની સરજત માટે જનમ પામેલો ભરથાર સોલીજ હોવો જોઇયે.



## પ્રકરણ ૭ મું.



## માસી ભાંણેજની મસલત.

બચુંમાયને તયાંથી તે દીવસે તેમની ખબરઅંતર મેલવવા ગયલી તેહેમીના ધારા કરતાં સેહેજ મોડેથી પોતાને ઘેર પાછી ફરી. તેણીનો ચેહેરો ઘભરાયલો હતો. તેણીના બોલવા ચાલવાનું કશું ઠેકાણુંજ નહીં હતું. તે રાતના તેહેમીના લગભગ ભુખીજ સુતી. નામને ખાતર સરેસતા પરમાણે તે ખાણા ઉપર બેઠી ખરી પણ થોડાવારમાં માતર ચન ચેરીને ઊઠી ગઇ. વલી સરેસતા પરમાણે સરવે સાથ છેક મોડી રાતવેર હસવા બોલવાને બદલે એક એકાંત ખુણામાં એખલી બેસીને વીચાર કરવા લાગી. તે બીચારી એટલા બધા તો અંદેસાઓમાં અતવાઇ ગઇ હતી કે તેણીને શું રસતો લેવો તે પણ સુઝુજ પડવા લાગું નહી. સોલીના અંદેસામાં તે દેવાંની બનેલી હતી. કોઇવાર આણાકાંની સાથ અગરજો તેણીને વાતચીતમાં ભાગ લેવો પડતો તયારે તે ધકમાંને ધકમાં શુંનું શું બોલી દેતા

હતી. સરવે વીચારમાં પડયાં કે સદાની હસતી બોલતી અને રમકડાં સરખી તેહેમીનાના જીવને કાંઇ પણ અડચણ હોવી જોઇએ. કોઇ પુછતાં બેહેન માથું દુખે છે, તો કોઇ માથાં ઉપર હાથ ફેરવી તપાસતું કે આંગમાં કાંઇ તાપબાપ છે, પણ તેહેમીના સરવેને જવાબ આપતી કે નહીં કાંઇ નથી, જરા જીવ ફરે છે. મીઠાંમામીએ જીવ ફરવાનું નામ સાંભલી મરીનો કાહાવો બનાવી મંગાવયો અને બોહોસ ઉપર બોહોસ કરી એક મોટો કાંશીઓ ભરીને પાઇ દીધો.

કાહાવો પાયા પછી તેણીને માસીએ સકારેથી સુઇ જવાની ફરજ પાડી, પણ શું તેણીને હમેશના સરખી તનમનને શાંતી બખશનારી ઊંઘ આવી હશે? બીલકુલ નહી, આખી રાત તે બીચારીએ હજારો અંદેસાઓમાં ગુજારી. સવાર પડતાંમાં સકારેથી ઉઠી જાણે કાંઇ હોયજ નહો તેમ ધારા પરમાણે સઘલાં કામકાજમાં લાગવાની તેણીએ ઘણીબો કોશેશ કીધી પણ તેણીની વરતણુકમાં, રીતભાંતમાં, બોલવા ચાલવાના અવાજ વતીકમાં જે અતીશય ફરક પડી ગયો હતો તે જોકે ઘેરનાં બીજાં સરવેને માલમ પડી શકયો નહી તોપણ પાકત ઉમર અને અનુભવવાલાં મીઠાંમાસી તુરત તે માટે પામી ગયાં. તેવણે લાગ ફાવતાં તેણીને પોતા પાસ એખલી બોલાવી પેટમાં ચાંપી અને તેણીના મખમલ સરખા સુવાલા ગાલ ઉપર એક એક પયાર ભરેલો બોસો લઇ બોલાસો પુછયો કે "બોલ માય તુંને શું છે, મને તારા ચેનચાલા કંઇ ઠીક લાગતા નથી, હવે હુંજ તારી માય છું એમ સમજી જેબી હોય તે મને કહે—તું હસતી રમતી છે તો મારા ઘેરનો સીંગાર અને મગરૂબી છે—અને તુંને હું કોઇબી વાતે દુખી થવા દેવશ નહી. જીયાંવેર જીંદગી સલાંમત છે તયાંવેર દીકરી "તેહેમી" ખાતરી રાખજે કે તારાં એક આંગલાંને હું વાંકું થવા દેનાર નથી."

આ વયાખયાંન સાંભલી તેહેમીનાએ એકદમ છોડી મુકયું. તેણીનો દીયો ભરાઇ આવેલો હતો જે નહી થોબાવી શકાવાથી ગોયા તેણીની કોમલ ચશમો મધેથી મોતીના દાનાઓનો નવધાર વરસાદ વરસવા લાગો. તેણીએ એકાદવાર બોલવાની કોશેશ કીધી પણ તેણીથી કશો જવાબ આપી શકાયો નહી.

મીઠાંમાસી—જા દીકરી સપરમો દહાડો બપોરી વખત એમ શું ચેડાં કાહાડેછ? મુવાં કોઇ માઠાંનાં માગતાંની અવર આવી હોય તેજ આવા ધરેધર વખતે રડે. બોલતો ખરી કાંઇ બોલે તેનો રસતો થાય કેણી? શું છે શું, કાંઇ સમજ તોપડે. કાલની બચાંમાયને તયાંથી આવીછ તયારનીજ કાંઇ મોઢાં ઊપર થોબરો લેઇનેજ ફરતી દેખાયછે તે શું હું તો કાંઇ જાણું? દીનીમાસીના દારાશાહને માટે તેવણે કાંઇ શીખાંમણના બે બોલ કહયા હોય તો ભલે તેમાં શું મુજાકો છે. પરણવા અદરાવામાં તારા સરખી ઊમરે પોહોંચેલી અને બધી વાતે સવતંતર છોકરીને શું કોઇ ફરજ પાડવાનું છે કે તું એમ ચેડાં લઇ બેઠી.

તેહેમીના—મીઠાંમાસી તમે મારાં મરનાર માયની જગો રાખનાર છેવો. તમારી મરજી અને હોકમ વગર મારાથી એક દગલું આગલ ભરાવાનું નથી, તોપણ હમણાં તમે જે બોલયાં તે શું ખરેખરાં અંતઃકરણથી બોલયાં છો કે મારા સરખી ઉમરે પોહોંચેલી અને સવતંતર ભાંણજીને તમે તેણીની મરજી માફકનોજ વર પસંદ કરવા દેશો, અને કોઇબી જાતની અનઘટતી અડચણ લેઇ તમારી મરજી માફક પરણવાની ફરજ નહી પાડશો?

મીઠાંમાસી—દીકરી તું કહે એવા કસમ લઇને હું કેહેવશ કે આજના જમાના પરમાણે દીકરા દીકરીને પરણાવા અદરાવામાં જે માબાપો વચે પડે તે ખાસરાં ખાઇનેજ મરે. માબાપની પસંદગીનાં લગનમાં જો સારૂં થાય તો જમાનાના નગુના દીકરા દીકરીઓ

કેહેવા નીકલશે કે એ તો અમારાં નસીબથી અને અમારી ભલી વરતણુકથી થયું. જો તેમાં ખોદા ન કરે ને કાંઈ માઠું થાય તો માબાપોની કમબખતીજ, તપલા ખાતાંખાતાં અને ગાલે ગાલે તુપાઈ જવામાં કશું બાકી રહેજ નહી. તે કરતાં તો હુજાર દરજજે ભલું કે દીકરા દીકરીનાં લગનમાં આપણી પસંદગી યા નાપસંદગી જણાવવી ઘટે તે જણાવી લગનનો સઘલો જોખમ ઉમરે પોહોંચેલાં દીકરા દીકરી ઉપરજ રાખીયે કે જેથી ખોદા ન કરેને કાંઈ માઠું થાય તોપણ "ગલે ગાંઠ અને મોઢે દુચો" રાખીને તે બીચાં રાંઓને પોતાનો સંસાર નીભાવવાની ફરજ પડે. એજ વીચાર પરમાણે હું તુંને તારી પોતાનીજ પસંદગીના વર સાથ પરણેલી જોવાને ઈંતેજાર છું. તું માય વગરનું બચું તેને હું મારી હુજત યા ખાંનગી મતલબો ખાતર ફસાવવાને ઇચછતી નથી. તારાં સુખ માટે પાછલે દીવસે મને મારી મરનાર બેહેન આગલ જવાબ આપવાનો છે અને તેટલાજ ખાતર હું તુંને તારી મરજી મુજબની પરણેલી જીંદગીમાં સુખી થયલી જોવાને ઈંતેજાર છું.

તેહેમીના—(ગલે વલગીને) માસી, માસી તમે કેટલાંબધાં ભલાં છો. તમે મારાં મા યની ખરી જગો રાખી છે અને હવે પછીબી ખોદા કરશે તો તમેજ તે જગો રાખશો. તમે જયારે એટલા બધા ખોલાસાથી બોલયાં છો તયારે હું જાણવા માગું છું કે બચાંમા યના ભાઈના છોકરા સોરાબશાહ માટે તમારો કેવો વીચાર છે?

મીઠાંમાસી—જો માય, આપણે તેને માતર બે ચાર દીવસનોજ જોયલોછે, આપણે તેને માટે કશું પણ જાણતાં નથી. કોઈના પણ બાહેરના દેખાવ ઉપરથી ભુલવું સજાવાર નથી. તેની ચાલચલણ, તેનાં સોજ સલુક કેવાં છે તે જાણયા વગર કેમ વીચાર આપી શકાય. તું કહેશે તો મુંબઈ જતાંને વાર આપણે તેને માટે સઘલી તજવીજ કરીશું, બે ચાર ઠેકાંણે પુછશું પરછશું, અને આપણી ખાતરી થશે તો એના સરખો શીખેલો ભણેલો વર વલી બીજો તુંને કયો મલવાનો છે.

તેહેમીના—પણ બચાંમાય તો તેની પુશકલ તારીફ કરેછે.

મીઠાંમાસી—અરે નાદાંન, વલી ફુઈ જેવી ફુઈ થઈ તે વલી પોતે જાતે પોતાના બાપ વગરનાં બચાંને બુરૂં બોલે? એ લોકો તો પોતાનાં બચાંની ઘણીબી તારીફ કરે પણ તે ઉપર કાંઈ ભરોસો મુકાય? ઉતાવલ શું છે દીનીમાસીના દારાશાહનેજ કહીશું તો તે પતાલમાંથીબી સઘલી ખબર લાવી આપશે.

આ મુજબ જોકે ખબર મેલવવાનું દારાશાહને મુંબઈ ગયા પછી સોંપવામાં આવયું તોપણ તયાંસુધી તેહેમીનાનાં દીલમાં સોલીનાં સદાચરણ માટે જરા પણ શક નહી હતો. તે બીચારી તો તેને ફરેસતા સરખોજ માનતી હતી. જુવાંન માણસોની મોહોબત સદા એ પરમાણેનીજ આંધલી હોયછે. પણ કેવું અજબ જેવું છે કે જે દારાશાહ તેહેમીનાના હાથનો ઊમેદવાર તેનેજ સોલી સરખા એક બીજા હરીફ ઊમેદવારની ચાલચલણ માટે તલાસ કરવાનું સોંપવામાં આવયું હતું. પણ ગરીબ બીચારા દારાએ તે માતબર સગીથી લાંબા વખતનો હાથ ઊઠાવેલો હતો. તેઓ વચે એક બીજાના વીચારોમાં એટલો બધો ફરક હતો કે હવે તેને તેહેમીનાના હાથની કશી ઊમેદ રહેલી નહી હતી અને તે ખરાં દીલથી ઇચછતો હતો કે તેની વાહાલી મશીઆઈ બેહેન પોતાની મરજી મુજબનો ભરથાર મેલવી ખરેખરી સુખી થાય. પોતાની આ ભલી ઇચછાનાં ઝાડ ઉપર મોહોર આવતા જોઈ ખરી અસરાફ ખસલતના દારાએ તે કામમાં પોતાથી બનતી મદદ આપવાને કબુલયું. તેણે "સોલી શેઠ," "સોરાબજી શેઠ," "સોરાબશાહ સોલીસીટર" માટે જોસતેજો ચલાવા માંડી, અને એક અઠવાડયાંમાં નીચે પરમાણેની ખબર લાવી આપી :—

સોરાબશાહ પોતાના અભીયાસ પાછલ ખુબ ખંતીપણાથી મંડયોછે, જાતે ઘણો ચાલાક અને હુશીયાર તેમજ હુડેલીમાં ચાન બતાવી શકે એવી તાલતલાવતવાલો હોવાથી તેના "સોલીસીટર"ના ધંધામાં કાંઈબી શક વગર ઘણો ફતેહમંદ થઈ પડશે એમ તેના સીનોરેનો પોતાનો પણ વીચાર છે. જો તે પરીક્ષામાં પસાર થાય તો કદાચ તેના સીનોરો પોતેજ તેને પોતાને તયાં મોટા દરમાયાથી રાખી થોડા વખતમાં પોતાની પેહેડીનો ભાગયો કરશે. પણ બેટીબાપ ખરાબ દોસતોની સોબતમાં ફરી ઘણું ઉદાઉપણું ચલાવેછે. તેના બેહેસતી બાવા તો એક અરધીબી મુકી ગયા નથી, પણ તેની એક ફુઈ છે જે એક માતબર શેઠયાની ધણીયાંણી હોવાથી તેને ખુબતરીસે લાડથી છગાવે છે, અણીથી તે પણી સુધીની તેની સઘલી હાજતો તે ફુઈજ પુરી પાડેછે. બીજી ચાલચલણ વીશે કશું માલમ પડતું નથી, પણ તેના ઉદાઉપણાની અને હલકી મોજ તથા તરીમતરાક થવાના ખોટા શોખની જો કાંઈ હદ હોય તો છોકરો તો બધી વાતે હીરા જેવો લાગેછે.



પ્રકરણ ૮ મું.



## એક હઠીલી છોકરીની એંતાલીયત—જનમ સુધીના પસતાવાનું ભુલ ભરેલું પગલું.

દીનીમાસીના દારાશાહે સોલીને લગતી જે ખબર લાવી આપી હતી, તે કોઈબી રીતે એક જુવાંન કુમારીકાએ પોતાની આખી જીંદગીનાં સુખ દુ:ખનો ફડચો કરવાને પુરતી નહી હતી. ખસુસ કરીને તેમાં સોલીની નીતી સંબંધી વરતણુક માટે કશું પણ અજ વાલું પડેલું નહી હતું. વલી તેનો સવભાવ શંક છે યા પાજી, તે વીશે જેમ તેના હાથની ઉમેદવાર કુમારીકા પોતે તેમજ બીજાં સરવે એકસરખાં અંજાણાં હતાં, પણ તે સઘલું એક કોરે રેહેવા દેતાં જેટલી હકીકત મલી શકી હતી તેટલી પણ એકદમ તેનો હાથ કબુલ રાખવા ખાતર પુરતી નહી હતી. પોશાકનો ભપકો અને તચાકી કદાચ અનસમજુ અને વગર ભણેલી બાનુઓમાં ઘડીભર ચાલી શકે, પણ એક ભણેલા મરદને તે કેમ શોભા આપી શકે? શું એવા હલકા શોખમાં તેમનું બાયલાપણું સમાયલું નથી? આપણ બાનુઓ ખસુસ કરીને મરદોને જે ખાસ સબબોસર માન આપી ચાહીયે છીયે તે તેમના મરદને છાજતા મરદાંનગી ભરેલા ગુણોનેજ ખાતર છે.

વલી ખરાબ દોસતોની સંગત માટે દીનીમાસીના દારાશાહે જે ટુંકમાં ઈસારો કીધો હતો તે કોઈપણ દુરઅંદેશ કુમારીકાને ભડકાવવાને પુરતો હતો. ખરાબ દોસતો ની સંગતમાં અમીરી ખસલતના અને નેક માબાપના કેટલાં બધાં ફરજંદોએ પોતાની જુવાંનીમાં ફસી પડી, પોતાની બાકીની આખી જીંદગીના આખા ભવની ખરાબી નથી કીધી? ખરાબ દોસતોની સંગતમાં ફરેસતાઈ ખસલતનાં બાલકો માટે જુગારખાંનાઓ, તુરંગો અને વગર આબરૂનાં બીજાં મકાણોજ ખોલાં થતાં નથી પણ કોઈવાર ફાંસીનો માચરો વતીક બીન સંભવીક નથી. ખરાબ મીતરોની સંગત એ કાંઈ નાની સુણી યા નજીવી એબ નથી. માણસની ગમે એવી ભલી ખાશીયતોને એ સંગત સેહેજ મુદતમાં એબલગાંમની બનાવી શકે છે.

છેલે સોલીનું ઉદાઉપણું—પોતાની સબરદબર ભીખારી હાલત છતાંનું ઉદાઉપણું—પણ ધયાંનમાં લેવા જોગ હતું. બાલઅવસથાથી સરૂ થયલો એ લખ વખત જતાં કેવું

ભયંકાર રૂપ લઇ શકે તે વીચારી લેવું કોઈબી રીતે મુશકેલ નથી. ઉદાઉપણાના લખવાલી એક અબલા યા મરદ જયાં સુધી પોતાનો એ લખ પુરો પાડવાનાં સાંધનો મેલવી શકે છે તયાંવેર સઘલું ઠીકાઠીક ચાલી શકે છે. પણ તે પુરા લખને અનુસરતાં પઇસાનાં સાંધનો ઘટયા પછી તેઓ નીચમાં નીચ કીયો રસતો નહી લઇ શકે તે કેહેવાઈ શકાતું નથી. મરદો એવી હાલતમાં પોતાનો શોખ પુરો પાડવાની મતલબ ખાતર ચોરો અને જુગારખાનાં તરફ ઘસડાય છે અને અબલાઓના તેથી પણ વધુ ખાનાંખરાબીના રસતા માટે ખોલી રીતે બોલવાની કશી જરૂર નથી. જાની જોઈને એક ઉદાઉ ખાવીંદનો હાથ કબુલ રાખવો તે પોતાને માથે એક ભયંકાર જોખમ ખેંચવા બરોબર છે.

આ સઘલા વીચારો કોઇ પણ દુરઅંદેશ અને ડાહપણવાલી કુમારીકાને પોતાના ખાવીંદની પસંદગી વેલા આવયા વગર રેહે નહી, પણ આંધલી મોહોબતના અંધાપામાં અપંગ થયલા આશકો અને માશુકોને તેવા વીચારો આવી શકતા નથી. તેઓ મોહોબતમાં એટલાં બધાં ચકચુર થયલાં હોય છે કે તેમને પોતાને તો આગલ પાછલના કશા વીચારો આવી શકતા નથી, પણ સાથે લાગી આસપાસનાઓની સમજાવત અને શીખાંમણો પણ તેમના કાનોમાં ઉતરી શકતી નથી. ગરીબ બીચારી તેહેમીના—ડાહી, સમજુ, પોતાની વગર ભણેલી બેહેનીઓને સુધારવા નીકલેલી તેહેમીના—તારી હાલત પણ તેવીજ છે. સોલીનાં સોધાં સરોવર સરખાં સોહામનાં કદ, મદમને ધાતનો કોમલ ચેહેરો, બાનુઓના સરખો માથાં ઉપર વચોવચથી પાડેલો સેંતો, "કોસમેતીક" અને "પોમેતમથી" મગમગતા તેના બાલો, તેના ઈંગરેજી ઢપના એસકી "કોટ," તેનાં "ફરેંચ કતનાં" "પાટલુન," તેના "એસનસોથી" મગમગતા રૂમાલ, તેની રૂપાંના મુઠાં સાથની નાજુક લાકડી, તેનો બાહેરથી હસમુખો પણ ભીતરથી ઠગારો ચેહેરો, તેની અકરકુસ ચાલન, તેની મીઠી સતાકો, એ સરવે બાહેરના દેખાવોએ તુંને દેવાંની કરી મુકી છે. તારે મનસે ખરાબ મીતરોનો સાથ, એસકી પોશાકોનો શોખ, અને ઉદાઉપણાંનો ખહી તે સરવે નજીવી એબો છે અને તે કેવી રીતે તે આપણે તપાશયે.

મીઠાંમાસીએ સોલીની જયારે એ સઘલી ખાંમીઓ જાણી તયારે તેવણે માયને તોલનાં એક માસી તરીકે એ પોરીયાથી હાથ ઉઠાવાને પોતાની ભાંનજીને સમજાવી, પણ અમો બાનુઓના એક કુદરતી સરેસતા પરમાણે મીઠાંમાસીની સઘલી સમજાવતે તેહેમીનાને પોતાના હેડાવ ઉપર વધારે મકમ કીધી. અમો બાનુઓ જયારે કોઈ પણ વાતની હઠ પકડીયે છીયે તયારે જો તે કોઈબી મરદે છોડવવી હોય તો તેની એકદમ સામે થવાથી નહી પણ પરથમ અમારા વીચારો સાથ મલતા થઇ પાછલથી રફતે રફતે સમજ પાડી અમારો વીચાર ફેરવવામાં આવે તો તે સેહેલાઇથી બની શકે છે પણ પેહેલે ધરથીજ બાનુઓના કોઇ પણ હેડાવની સામે થવું તે ગોયા તેમને પોતાના હેડાવને વલગી રહેવાની ફરજ પાડયા બરોબર છે. એજ પરમાણે જેમ જેમ મીઠાંમાસી સોલીની ઉપલી ખાંમીઓને સહુરાઘાત ભરેલું રૂપ આપવા લાગાં તેમ તેમ તેહેમીનાને તે ઘણી નજીવી લાગવા માંડી અને તે પોતાના બચાવમાં બોલી કે:—

"જુવો માસી માણુસ બધી વાતે તો કાંઇ ફરેસતા ખસલતનું હોયજ નહી. દરએક માણુસમાં કાંઇ પણ ખાંમી તો હોવીજ જોઈયે. મારો પસંદ રાખેલો સોલી લુચ્ચો ચોતો નથી, ખરાબ દોસતોની સંગતમાં ફરેછે પણ ખરાબ સ્ત્રીઓની સંગત રાખતો નથી, આલસુ અને હરાંમખોર નથી, શીખેલો ભણેલો અને સુધરેલા શોખો ધરાવનાર છે એ શું થોડું છે? હવે એથી બાજું શું જોઈયે?

મીઠાંમાસી—પણ દીકરી મારી એક ઉદાળ અને મોજીલો વર જ્યારે પોતાની સઘલી કમાઈ પોતાના જીવને એખલપેતો મોજ દેખડાવા પાછલ ગુમાવી દે તયારે બાયડી અને છોકરાં ઘેરમાં વાર જોતાંજ બેસી રહે કેણી.

તેહેમીના—ગમે એવો ઉદાળ વર પોતાની બાયડી છોકરાંને નાગાંભુખાં રાખી પોતે મોજ મારે એવો એખલપેટો હોય એમ તો હું માની શકતી નથી. વલી તે ઉપરાંત હું કયાં નાગીભુખી છું. ખોદાએ મને જે બક્ષયુંછે તે અમો બેઊને માટે પુરતું છે. વલી થોડા વખતમાં પરીક્ષા પસાર કીધા પછી એકવાર ધંધો ચલાવા દેવો અને તમે જોશો કે મારો સોલી ગમે એટલું ઉદાળપણું ચલાવી શકે એટલું કમાશે. દીનીમાસીના દારાબે કહયું તે તમે સાંભલયું કેણી ? તેવણ કહેછે કે મારા સોરાબશાહ એટલા બધા ચબરાક અને બાહોશ છે કે થોડા વખતમાં સારી રીતે પોતાનો ધંધો ચલાવી શકશે અને નહી તો મોટા પગારે તેવણના હાલના સીનોરો પોતાને તયાં રાખી તેમને પાછલથી પોતાના ભાગયા કરશે. એકવાર ધંધા ઊપર ધયાંન લાગા પછી તમુનેજ હું બતલાવીશ કે મારો સોરાબ કેવો સુધરી ગયોછે. એ ધંધો એટલી બધી મુશકેલીનો છે કે ભાયગે તે બીચારાને ખાવાનીબી ફુરસુદ મલે. તો પછી એસકી થવાની અને બીજી મોજશોખની જોગવાઈઓ તેને કયાંથી મલવાની છે ? વલી એક વાહાલી મોહોરદાર અને સુખી ઘેરની લાલચ આગલ તેને ગમે એવા અતલગના દોસતોનેબી છોડી દેવા પડશે તો પછી ખરાબ દોસતોની સંગત માટે શું કામ ધાસતી રાખવી જોઈયે ? પરણવાની આગમજ મરદો જે પરમાણે ચાલતા હોય તેમજ પરણયા પછી તેઓથી ચાલી શકાતું નથી, અને જો તેમ ચાલવા માંગે તો તેમને સીધે રસતે ઊતારવાનું બાયડીઓના પોતાનાજ હાથમાં છે. માટે માસી ખોદાને ખાતર તમારી અડચણોને દુર કરો, તમારી પોતાની મંજુરીયાત આપી એક માય તરીકેના મને આશીરવાદ દેઓ અને મારાં માતા તરીકે સોલી સાથેજ મારૂં જોડું સાંધી આપો, હું જીવીશ તયાંવેર તમારો આભાર ભુલીશ નહી. આટલું બોલી તેહેમીના માસીને ગલે વલગી. માસીએ તેવાંજ હેતથી કોતી કીધી અને તેવણ બોલયાં કે "દીકરી, પરણનાર તું છે, મને જોકે એ લગનમાં કશું સારૂં સુઝ પડતું નથી તોપણ હું ઇચછુંછું કે ખોદા તારી નેક મુરાદ બર લાવે અને ઘણું સુધી જીવીને પરણેલી જીંદગીનું સંસાર સુખ ચાખી ઘણું સુધી સુખી અને આબાદ રહે."

માસી ભાંણેજ વચેની એટલી ગોફતેગો પછી તેહેમીનાના માસાએ પણ તેને આ કામથી હાથ ઊઠાવાને ઘણી સમજાવી, પણ માસા આગલ આ હઠીલી છોકરી કશો ખુલાસો કરી શકી નહી.

માસાએ જે કહયું તે તેણીએ મુગે મોઢે સમજયું પણ તેણીથી કશો જવાબ આપી શકાયો નહી. દીનીમાસીના દારાબે એક પાકા અનુભવી મરદ તરીકે પરથમ તેહેમીનાની પસંદગી કબુલ રાખી અને તેવણ બોલયા—કાંઈ નહી બેહેન તેહેમી તું કાંઈ ઘભરાતી ના, એમાં શું છે જુવાંન માણસો જુવાંનીમાં બધાજ ઉછાછલા હોય પણ રફતે રફતે જેમ દાઢી મુછના બાલો વધવા માંડેછે તેમ તેઓને સારી સમજણી આવતી જાય છે. તું તારે બેફીકર રહે. એજ છોકરો તારે લાયકનોબી છે પણ જો બેહેન "ઊતાવલા સો બાહાવરા," જરા વાર ધીરજ ધર. હજી આપણે વધુ ખબરઅંતર મેલવયે. દરરોજ માણસ વધારે ડાહયું થતું જાયછે. કાલે આપણે જે કાંઈ જાણતાં હતાં તે કરતાં આજે વધારે જાણયે છીયે અને ખોદા કરશે તો આવતી કાલે તેથીબી વધારે જાણીશું માટે બેહેન મારી, જરા સબુરી અખતયાર કરો, અને પછી બેલાશક તમારી પુરેપુરી ખાતરી કરીને જે ગમે તે રસતો લેવો.

તેહેમીના—ભાઇ દારાબ હજી વલી ખબર કાહાડવાનું બાકી શું રહયું છે? તમે લોકો છુપો સંપ કરી શું કામ મને હેરાંન કરેછો. હું માસીને કહી ચુકી અને તમુંનેબી કહુંધું કે અમો બંને એક બીજાંનેખાતરજ સરજાયલાં છીયે. પરણવું તો સોલી સાથેજ અને નહી તો બસ મારે લગનનું નામ પણ નથી લેવું. અરે અરે આપણામાંબી ખરી સટીઓની મીશાલ "જોગનશાલા" હતે તો કેવું સારૂં કે એક ખરા પયારનાં લગનની વચે આવનારાઓને છેલ્લી સલાંમ કરી હું મારો બાકીની જીંદગી તયાં પવીતરાઇ અને મારા પેદા કરનારની ભગતીમાં ગુજારી આ ભવનું તો નહીજ પણ પેલા ભવનું બેહેસત મેલવવાની આશા રાખી શકતે?

દારાબ—શું બોલી તું? ખરા પયારનાં લગન? કેમ જાણયું કે જેવી તું સોલીને ચાહેછે તેવોજ તે તુંનેબી ચાહાતો હશે?

——oo-:o:-oo——

## પ્રકરણ ૯ મું.

## એક તરફથી પયારનાં અને બીજી તરફથી પઇસાનાં લગન.

ભોલી છોકરી? તે બીચારી આંધલા પયારથી સોલી ઉપર દેવાંની થઇ હતી, પણ વાંચનાર જાણે છે કે સોલી બીલકુલ તેવા ખાલેસ પયારથીજ ગરીબ બીચારી તેહેમી સાથ પરણવાને તઇયાર થયો ન હતો. તે લુચા છોકરાએ તેણીની એક લાખની દોલત ઉપર નીચ નજર રાખી હતી અને તેના લોભી વીચાર પરમાણે એક લાખની દોલત સાથની આફરીકાની સીધન સાથે પણ પરણવાને તેને કશી હરખત નહી હતી.

આવી તેની લોભી આશાઓમાં એક લોભી અને દુનયાદારીમાં બાહોશી ધરાવનારી બુઝરગ ફુઇએ જોઇતી રીતની મદદ આપી હતી. તે માતબર શેઠાંણી ફુઇએ કાજ કરનારા હલકા મોબેદો અને લુતરી બાયડીઓ ઊપર વીશવાસ મુકયા વગર તે કાજ સરનજાંમ ઉતારવાનું પોતાનેજ માથે લીધું હતું. તેવણ એક તરફથી પોતે પોતાના ભતરીજાની તારીફ ઊપર તારીફ કરી મુંબઇ આવયા પછી મીઠાંમાસીની ઊપરાસાપરી મુલાકાતો લઇ તે માટે જયારે તયારે કંટાલો આપતાં હતાં. બીજી તરયથી સોલીને પણ પોતાની સાથે અવારનવાર લઇ જઇ તેહેમીના સાથની દોસતીનો ગાંઠ તેઓ વચે એટલો મજબુત કરી નાંખયો હતો કે તેઓને એક બીજાંની દરરોજની મુલાકાત વગર પણ ચાલતું નહી હતું.

ખંઢો સોલી તેહેમીનાની દરએક મરજી રાખવાની ઘટતી કોશેશ કરતો. તેહેમીના સોલીના દરએક બોલ ઊપર મરી ફીતતી હતી. છેલ્લે તેઓએ એક બીજાં આગલ પોતાનો વીચાર જાહેર કીધો અને એક કમનસીબ વખતે તેહેમીના સોલી સાથ પરણવાને પવીતર કોલથી બંધાઇ. સોલીએ તેજ ઘડીએ કોઇના પણ પુછયા પરછયા વગર પોતાના પયારની ઇધાંણી દાખલ પોતાનાં આંગલાં ઊપરની એક કીમતી માણેકની વીટી તેણીનાં આંગલાં ઊપર પેહેડાવી. પરથમ આ ભેટ કબુલ રાખતાં તેહેમીનાએ આંણાકાંણી કીધી. મીઠાંમાસીની રજા વગર એ પેહેરહોધ માટે તેણીએ વાંધો લીધો. પણ લુચ્ચા સોલીએ તેણીને સમજ પાડી કે મીઠાંમાસી જેવાં અસલી વીચારનાં અનસમજુ બઇરાંઓ ગમે એટલાં વેહેમી અને જંગલી હોય તે છતાં તેઓ લગનનું સાટું એકવાર નકી થયા પછી તોડવાનું કામ ગુનાહ ભરેલું વીચારે છે. એક કાજ તોડવું અને દોજખમાં જવું એ બેઉ અસલી વીચારનાં મરદ ઓરતો માટે એકસરખું છે અને આ વીટીની પેહેરામણીથી

જ્યારે તેવણની ખાતરી થશે કે કાજ સંધાઇ ચુકું છે તયારે તે તોડવાનું હોજકી કામ કરવાથી દરી પોતાની મેલે તેઓ તે મંજુર રાખશે. આ સમજુતીથી તેણીએ પોતાનો નાજુક ગુલછરી સરખો સફેદ હાથ તેના હાથમાં આપયો અને તુરત તેણે તે હાથ ઊપર એક ડોલથાલુ પયાર સાથનો બેસો લઇ ઊપલી વીટી પેહેડાવી.

તેજ સાંજના ફરીહરીને છુટાં પડતાં સોલીએ ફુઇને તયાં પધારી પોતાનાં સાહાસ કરમની પુશકલ સહરાગાત સાથ ખબર આપી. આ ખબરથી ફુઇનો હરખ સમાયો નહી. તેવણે તુરત પોતાના ધારા પરમાણે ઓવારના લઇ સોલીને આશીરવાદ દીધા અને સોલી અદરાયો તે માટેની ખબર આખાં ઘેરમાં અને ઘેરની મારફતે ગામમાં ફેલાવી દીધી. આ ખબર ફેલાવામાં પણ ફુઇને લાભ હતો. તેવણ વીચારતાં હતાં કે જેમ એ ખબર વધુ ફેલાય તેમ તેહેમીનાનાં માસી માસા ગામની ફજેતીથી દરી એ સાટું તોડી નાંખ વાથી અટકશે અને તેમજ ખરેખર બનયું. તેજ સાંજના તેહેમીનાએ સોલી રવાને થયા પછી પોતાની માસીને ગલે વલગી પોતાનાં આંગલાં ઊપરની વીટી તેવણના હાથમાં મેલી. માસી બાહોશ અને સમજુ હોવાથી સમજી ગયાં અને જરા પણ ગુસસો કીધા વગર તેણીને ધીરજથી એટલુંજ કહયું કે "દીકરી જેમ તારી મરજી, અમો તુંને સુખી થયલી જોવાને ઇંતેજાર છીયે. બસ તું સુખી થઇ લાંબી જીંદગી ગુજાર અને પછી તું ગમે તે સાથે પરણે તેમાં અમોને અડચણ નથી, પણ દીકરી, તારી બેહેસતન માયની જગો રાખી, તારી સઘલી બરદાસત લીધી, તુંને પાલીપોશીને મોટી કીધી, અને મારી પેટની દીક રીઓ અને તારા વચે એક લેશભાર ફરક નહી રાખયો તે છતાં માયને તોલની માસીને આગલ પાડયા વગર તારે હાથે કીધેલી એ પેહેરહોધથી મારાં મનમાં ઘણું ઓછું આવેછે. અને તુંએ અમોને તુચ્છકારયાં, પડતાં નાંખયાં? એજ અમારી તારી પાછલની રાત દીવસની જતન અને મેહેનતનો જરા કેણી?"

તેહેમીના માસીનાં આ વાખીયાંનથી એટલી ઝંખવાની પડી કે તેણીએ તુરત માસીને પગે પડી માફ માંગી અને કહયું કે—માસો હજી અમોએ કશી પેહેરહોધ કીધી નથી. તમે તમારે આપણા પારસી સંસારના ધારા પરમાણે સરવે પેહેરહોધ કરવાને મુખ તયાર છો. આ વીટી પણ હું કબુલ રાખતી નહી હતી પણ શું કરૂં પયારા સોલીની બેહોસ આગલ મારાથી થોભી શકાયું નહી. એમાં જો કાંઇ ખોટું થયું હોય તો હજી પણ તે પાછી વાલવાને તઇયાર છું.

મીઠંમાસી—ઓવારીયું, ઓવારીયું, કોઇ દુશમનબી પાછી નહી વાલે. હવે જે થયું તે તો થયું.

આ પરમાણે તેહેમીનાનું કાજ નકી થયું. માસીએ તેણીને ધામધુમથી અદરાવી. સોલીની માતબર ફુઇએ તેણીને ધામધુમથી પોતાને ઘેર તેડી અને જોઇતી પેહેરહોધ કીધી. અરસપરસ માછલીઓ વેંહેંચાઇ. તેહેમી તથા સોલી ઉપર તેમની સહીઓ અને દોસતઆસનાવો તરફથી મુબારકબાદીઓનો વરસાદ વરસવા લાગો, અને થોડા દીવસમાં તેઓ ધામધુમથી "આલબલેસબાગ"માં પરણયાં.

લગનને બીજે દીવસે દીનીમાસીનો દારાશાહ હીસાબ કેતાબના ચોપડાઓ લઇ તેમની મુલાકાતે જઇ લાગો. આગલથી કરી રાખેલી ગોઠવણ મુજબ તેહેમીનાએજ તેવણને બોલાવેલા હતા. જયાંવેર માથે ભરથાર નહી હતો તયાંસુધી આપણે આગલ જોયું તેમ તેહેમીનાની દોલતનો સઘલો કારભાર દારાશાહને હાથ હતો, પણ હવે વાહાલા, માનીતા, વીશવાસુ ભરથારનું છતર થવા પછી તેણીને તે કારભાર પારકે હાથ રાખવાનું વાજબી લાગું નહી. આ ભોલી છોકરી બધી વાતે પોતાના વર ઉપર દીવાંની થયલી હતી. સોલી

હવે તેણીનો હકદાર ખાવીંદ, સુબો, સરદાર અને હાકેમ થઈ ચુકો હતો. ધણીની તાબે દારી અને પતીવરતાના ખયાલોમાં તે બાલઅવસથાથી ચરી રહેલી હતી. તેણીએ ધણીક પતીવરતા બાનુઓના હેવાલો ગોખી ગોખીને વાંચેલા હતા. તેજ પરમાણે બનતી તાબે દારી અને હોકમસર રહેવાની વરતણુકથી ધણીને રાજી રાખી પોતાનું સંસારી સુખ કેમ વધારવું તેના પણ ખયાલી વીચારો તેણીનાં મગજમાં રમી રહયા હતા, અને એક નમુનાદાર "મોદેલ ઘેર ધણીયાંણી" બનવાની ઊલટ અને કાલજી ખાતરજ તે બીચારી પરણવાને ઘણી ઇંતેજાર હતી.

હવે જયારે તે સઘલું કરી બતાવાની તેણીને તક મલી, ખોદાએ તેણીનાં મનની મુરાદ બર લાવી મરજી માફકનો શીખેલો ભણેલો ધણી અપાવયો તયારે પોતાના ખાવીંદ તરફના સમપુરણ ઇતબાર અને પયારની ઇધાંણી દાખલ તેણીએ તેવણને પોતાના ખજાં નચી બનાવાનું વાજબી વીચારયું. તેણીએ દોકડે પાયકેનો સઘલો હીસાબ દીનીમાસીના દારાશાહ પાસે લઈ તેમની આટલા વખતની મેહેનતના બદલા તરીકે પુશકલ આભાર માની કાંઇક રકમ તેમને ભેટ કીધી, જે દારાશાહે પોતાની માફકસરની મધયમ હાલત છતાં ઊપકાર સાથ પાછી ફેરવી અને કહયું કે "બેહેન તેહેમી શું તમે મારાં બેહેન નહી હતાં કે આટલી નજીવી સેવાનું મારે દામ લેવું જોઇયે ? માબાપ મરી ગયા પછી પોતાની એક નાની ઊમરની બેહેનની સંભાલ એક ભાઇ નહી લીયે તો શું રસતાના ચાલનારાઓ આવીને તે લેવાના હતા? માબાપનાં મરણ પછી જે પોતાની બેહેનને ભુલી જાય, ઝાંખીને જોય નહી, તે મરેછે કે જીવેછે તેની દરકાર કરે નહી તે ભાઇનાં પવીતર નામને નાલાયક છે, તે પોતાના પેદા કરનારનો ગુનેહગાર ઠડેછે, અને મોડે યા વેહેલે જયારે તેને પેલી જહાંનમાં પોતાના મરનાર માબાપને મોહો બતાવવું પડશે તયારે શરમીંદગી સાથ તે વેલાનું પોતાનું શીહા મોહો તેને છુપાવવું પડશે. માટે બેહેન તેહેમી ઇનામ અકરાંમની વાત કરી મને અપમાન કરો ના. જેમ એક ભાઇ તરીકે તમો મને ચાહાતાં આવયાંછો તેમજ ચાહાતાં રહેશો એવી મને ઊમેદ છે અને હજીબી મારી કમીની મદદની કાંઇ પણ જરૂર જણાય તો બેલાસક મને અચકાયા વગર બોલાવી મંગાવજો. એક બેહેન તરફની ફરજ હું સારી રવેસે સમજુંછું અને તેમાં તમો સરખી ભલી અને નેક બેહેનની સેવા બજાવવામાં હું પોતાને માન મલેલું વીચારૂં છું."

હા, હા, કેવો ભલો દારાબ ? પણ કેવો કમનસીબ ? નહી, નહી, તે પોતાતે બીલ કુલ કમનસીબ સમજતો નથી. પોતાની મસીયાઇ બેહેન પોતાની પસંદગીનાં આ લગનથી સુખી થાય એટલીજ તેની આશા છે અને જો તે બેહેન ખરેખર સુખી થઇ તો દારાબ પોતે પણ પોતાને સુખી થયલો સમજશે, એટલો તે પરમારથી, ભલો, અને નેક છે.

પોતાની મીલકતનો દારાશાહ પાસે હીસાબ લીધા પછી તેહેમીનાએ પોતાની એક લાખની અસલ ઠાપણ મધેથી પચાશ હજારનું ધણી ધણીયાંણી બેઉને નામનું "ટરસટ" કરાવયું અને બાકીના પચાશ હજાર પોતાના વાહાલા ધણીના હાથમાં મેલી તેની મરજી માફક ખરચવા યા રોકવાની તેને છુટ આપી. આ અચબુચી ભેટથી સોલીની ખુશાલીનો પાર રહયો નહી, તેણે આભાર ઉપર આભાર માનવાનાં મીઠાં પણ ખુશાંમત ભરેલાં ભાશાંણો ઉપર ભાશાંણો ચલાવયાં જેમાં કીયાંમત સુધીની પોતાની પવીતર વફાદારી સાથના પયારની કબુલાતો ઉપર કબુલાતો આપી. તેણીને પોતાના જીવ કરતાં વાહાલી, અને દુનયા કરતાં વધુ અમુલય ગણવાની લાગણી બતલાવી અને ટુંકમાં તેણીની પુંજા વતીક કરવામાં કશું બાકી રાખયું નહી.

પોતાની બાપીકી પુંજીની આ રીતની ગોઠવણ માટે જયારે મીઠાંમાસી અને દીની માસીના દારાશાહને ખબર પડી તયારે તેઓએ છુપી રીતે તેહેમીનાને સારી રીતે સમજ પાડી કે એ રીતે પોતાના ખાવીંદને ઝાઝો વાપરી તેની તપાસ લીધા વગર તેના વીશવાસ ઉપર એટલી બધી રકમ તેને સવાધીન કરવામાં તેણીએ બહુ ખોટું કીધું હતું. પણ આંધલો પયાર શું કદી પણ ખરો રસતો જોઇ શકે છે? અબલાઓનો એ તો એક સાધારણ સરેસતોજ છે કે જે ચીજ માટે તેઓએ એકવાર ઠેડાવ કીધો હોય તે ચીજની જો સામે થવામાં આવે તો અબલાઓના તે ઠેડાવને સામું ઉતેજન મલે છે અને વધુ હઠીલાઇ સાથ તેજ ઠેડાવને પાર પાડવાની તેઓ હુજત લે છે. એજ પરમાણે જેમ તેણીને સમજાવવામાં આવતી તેમ તે પોતાના પરણેતર ઉપરના વીશવાસ ઉપર વધુ મરી ફીતતી અને કહેતી કે "શું અમો ધણી ધણીયાંણી એક બીજાંથી જુદાં છીયે, શું અમો એકનાં એકજ નથી કે એ પરમાણેના એક બીજા ઉપરના કમવીશવાસની તમો સલાહ આપો છો? એવણ મારા ખાવીંદ છે એટલે એવણજ મારાં તન, મન, અને ધનનાબી ધણી ગણાવા જોઇયે. શું તન અને મન તેમને સવાધીન કરી પઇસા જેવી નીચ અને હલકી ચીજ માટે તેવણ તરફ કમવીશવાસ બતલાવું ?"

સોલીએ પોતાની નાદાંન પણ ફરેસતાઇ ખસલતનો મોહોરદાર તરફની આ બાહાદરશાહી ભેટ મધેથી કોટેકોટ ઇંગરેજ બજાર તરફ એક નાનું ઘેર વીશ હજારને ભાવે ખરીદયું, દશ હજારના ખરચે તેને ઇંગરેજી ઘપ ઉપર અછી રીતે શીણગારયું અને મોટાં ખરચાલુ ઉદાઊપણા સાથ પોતાની સંસારી જીંદગી સરૂ કીધી. આ અરસામાં તેણે પોતાની પરીક્ષા ફતેહમંદી સાથ પસાર કીધી હતી અને કોટેકોટનાં નવાં ખરીદેલાં ઘેરને ભોંયતલીયે એક "સોલીસીટર" તરીકેનો પોતાની "આફીસ" કાહાડી તેજ ઘરના માલ ઉપર તેઓ સરૂઆતમાં અમનચમનથી વસવા લાગાં.

——oo-:o:-oo——

## પ્રકરણ ૧૦ મું.

——o——

### " તાઢ જાય રૂવે અને આદત જાય મુવે."

"સોલીસીટર"ના ધંધાની સરૂઆતની મુશકેલી ઘરાકોને લગતી હોયછે. જેમ નવા ડાકટરોની મદદ લેવાને લોકો ખુદરતી રીતે દર કરેછે તેમજ નવા પસાર થયલા સોલીસીટર યા બેરીસટર ઉપર પરજાને વીશવાસ આવતાં વીલમ લાગેછે અને તેટલો વાર વેર તે બીચારાઓને ઘણીવાર માંખ મારવી પડેછે. કોઇ વરસ, કોઇ બે વરસ, અને કોઇ કોઈ તો પાંચથી દશ વરસવેર પણ પોતાનો ધંધો ચલાવી શકતા નથી. જે ગરીબો લોકોના પારકા પઇસા કહડાવીને એ ધંધામાં પડેછે તેમને એટલો લાંબો વખતવેર થોબવાનું પાલવતું નથી અને તેથી તે બીચારાઓને કોઈ મચી ગયલા સોલીસીટરોની પેહેડી ઉપર થોડે ઘણે લવાજમે નોકરી રહેવું પડે છે. વલી જેઓ વધુ ભાયગશાલી હોય છે તેઓ લાગવગે અથવા ચોકસ થાપણ આપીને આગલ મચેલી પેહેડીઓમાં ભાગયા તરીકે જોડાઇ પોતાનું ગાડું ગબડાવે છે. ઘણા જુજબી એવા હશે કે જેઓ પોતાની નવી પેહેડી સથાપી તુરતજ તેને ફતેહમંદીથી ચલાવી શકતા હોય. ઘણા ભાયગશાલી એવા જુજબી મધેનો એક આપણો સોલી હતો. તેણે એક સોલીસીટર તરીકે પોતાની સવતંતર પેહેડી સથાપી હતી, અને માતર બેજ કારકુનોથી પોતાના ધંધાની શુભ સરૂઆત કરી હતી.

સરૂઆતમાંજ તેને પોતાના માતબર અને વગવાલા ફુવાની ભરભલાંમણથીજ ઠીક કામ મલવા લાગું. જોકે આ ફુવાને પોતાના ભતરીજાની ચાલચલણ બીલકુલ પસંદ નહી હતી તોપણ એક માતબર શેઠયા તરીકે તેવણને દરરોજ વકીલો સાથ કામ પડતું હતું અને પારકાઓને વરતાવાને બદલે પોતાનાં વાહાલાં મોહોરદારના ભાઈના લાડકા બેટાને વરતાવાની તેવણ પોતાની ફરજ વીચારતા હતા. આ માતબર ફુવાની બે તરણ પોતીકી મીલો હતી. રૂ, અફીન, અને કાપડનો તેમનો બોહોલો વેપાર ચાલતો હતો. અને મીલ કતો ખરીદવી તથા વેચવી એ તો તેમનો ધંધોજ હતો. નાણુંની આવી બોહોલી ઊઠલ પાઠલો કરનારને સોલીસીટરોની સલાહની કલાકે કલાક અગત પડતી હતી અને તેવણે પોતાની પેહેડીના સોલીસીટર તરીકે સોલીને ઠેરવ્યાથી તેવણ તરફનું આવકનું આ એકજ સાંધણ સરૂઆત માટે પુરતું હતું, પણ તે ઉપરાંત ફુવાજીની ભરભલાંમણથી તેમાં પુશકલ વધારો થયો હતો. આવી હાલતમાં સોલી જેવો એસફી, તચાક, ઇતર, ફીસપારી ખોર, મોજીલો, અને ઉડાઉ જુવાંનયો પોતાની જીંદગીનો એક નવોજ સફો ચાલુ કરતે તો તે પોતે તેમજ તેની પરણેતર સુંદર તેહેમીના કેવી સુખી સંસારી જીંદગી ગુજારી શકતે? પણ અફસોસ કે "તાઢ જાય રૂવે અને આદત જાય મુવે" તેમ ગમે એટલી ઉંચા પરકારની કેલવણી છતાં સોલીની કફોડી આદતો તેને સબરદબર છોડી ગઈ નહી. ધંધાની સરૂઆતમાં જયારે બીજા "સોલીસીટરો" કામ નહી મલવાની ફરીયાદ કરે તયારે બેવકુફ સોલી થોડાજ માસમાં સખત મેહેનત અને કામનાં વહીતરાં માટે ફરીયાદ કરવા લાગો. જોકે દીવસમાં ભાયગે તરણ ચાર કલાકવેર તેને પોતાના ધંધા ઉપર ધયાંન આપવું પડતું હતું તોપણ તેટલાંથીબી તે કંતાલી ગયો. જયારે તે પોતાની મોહોરદાર સાથ એકલો પડતો તયારે તેની ફરીયાદો ચાલુ થતી અને જાણે માણસની જીંદગીની મુલ મકસદ મોજ મજાહજ કરવાની હોય તેમ તે બોલતો કે, "બલી એ જીંદગી, લોકોને ઘેલું લાગું છે કે અમારા ધંધાની અદેખાઈ કરેછે, બાકી ઘાણીના બેલની મીસાલ સવારથી તે સાંજ સુધી કામમાં અતવાઈ પોતાની જીંદગીનો સરસમાં સરસ ભાગ ગુમાવવો—એ શું મુરખાઈભરેલું નથી? ચાલ દીયર બે માસ પુણે જઈ આવયે. એવું ધધેડાંવહીતરૂં તો હંમેશાનું છે. જીવયા કરતાં જોયલું ભલું. આ મોહોસમમાં જો નસારીની તાડી નહી પીજીએ તો જીવતર શા ખપનું? જો પીયારી કોરટના બધા જડજો, બેરીસટરો, અને વલી કેટલાક ઈંગરેજ સોલીસીટરો દર સાલ આ વખતે મહાબલેશવર જાયછે તો આપણાબી દરજાની રૂએ જો નહી જઈએતો ઘણું ખરાબ લાગે." એવી એવી રીતે સોલી હર વેલાએ નવી મોજો શોધી કાહાડતો અને ગરીબ બીચારી તેહેમીના મુગે મોહોડે તેને તાબે થતી. તેહેમીના પોતે પણ મોજીલી, સોખીલી હતી, અને તેણીને સરૂઆતમાં સોલીના એ ઉદાઉપણામાં કશું ખોટું લાગું નહી પણ જેમ જેમ તેણીની નજર ઊંઘડવા લાગી, જેમ જેમ સોલીનું ધયાંન ધંધા ઊપરથી તદન નીકલી જવા લાગું, જેમ જેમ ધંધાનો સઘલો આધાર માતર બે મુનીમોજ ઉપર રહયો, અને તેથી જેમ જેમ ધંધાની કમાણી ઘટવા લાગી તેમ તેમ ગરીબ બીચારી તેહેમીના મનમાં બલાપો કરવા લાગી. વલી એ ઉપરાંત સોલી પોતાની બેંક ઉપર "એક ઉપર એકો" લખી તે બીચારીની દોલત ઉડાવતો અને કોઈવાર પણ એકવાર ઉપાડેલી રકમ પાછી બેંકમાં ભરી શકતો નહી અને તેથી તેહેમીનાને એટલું બધું લાગતું કે એકવાર જયારે સોલીએ પુણે જવાની પોતાની પરણેતરને મરજી બતલાવી તયારે તેણીએ ધોરજથી તેને કશું પણ માઠું નહી લાગે તેમ કગલાઈને કહયું કે "વાહાલા સોલી મને માફ કરો. પુણે આપણે ઘણીવાર જઈ આવયાં છીયે. વલી હાલ કાંઈ તયાંની મોહોસમબી નથી અને જુઠો ખરચ શું કામ કરીએ?"

સોલી—જુદો ખરચ? કેમ જાણ્યું કે જુદો ખરચ થવાનો છે? રાંડ ઘેલી ખાધું, પીધું અને ફરીઆ હરીયા તે આપણા બાપનું, કાલ ઊઠીને મરી ગયા તો પછી દુનીયાની નીયાંમતો શા ખપની?

તેહેમીના—હા, પીયારા, તમે કહેવો છો તેથી ખરૂં છે પણ તે તો જેઓ સુમ હોય અને જીવને મારી સુંધી સુંધીને એકઠું કરતા હોય તેમનેજ લાગુ પડેછે. હદસરની મોજ જેમની ગુંજાસ હોય તેમને માટે અવશ્યની છે પણ પીયારા તમે જાણોછો કેણી કે તમારી ઘરાકી હવે કેવી ઘટી ગઈ છે અને એ પરમાણેના ખરચે તો આપણે થોડા વારમાં ભીખ માગતાં થઈશું.

સોલી—અને ભીખ માગતાં થયાં તો ફીકર શું છે? આપણે માથે પેલો ધાંખરો કેવો હડતો કરડતો બેઠેલો છે. તેને શું ધાર ખાયછે! એ તો દાંનાવોની કેહેવતજ છે કે "સુમનો માલ સખી ખાય." વલી મારી ફુઈ કેવી છે? તેણીનાં આંગ ઉપર જેટલું જરી યાંન છે તેટલું બધું આપણે સારૂં નહીં તો કોણને સારૂં? રાંડ ઘેલી ખા, પી, અને મોજ મજાહ કર? કાલનો કોઈને ભરોસો નથી, કાલ કોણે જોઈ છે, અને કાલના વીચાર ઉપર આજે ભુખે મરવું એતો બેવકુફોનોજ ધારો છે.

તેહેમીના—સોલી, સોલી, એ બધી ફીલસુફી તમે કયાંથી શીખી આવયા. મરૂરે બધી તમારી ઊપરથી. પણ પયારા આવી ઊતમ પરકારની કેલવણી લીધા પછી, અને લછમીની રેલછેલ થાય એવો નામીચો ધંધો હાથમાં આવયા પછી શું પારકી મીરાસ ઉપર આશા બાંધવી તમને સજાવાર છે? ખોદા તમારી અકલ હુશયારી અને ખભાંઓને સલામત રાખે, ને જો તમે ચાહાવો તો થોડા વારમાં તમારા જીભરાયા ફુવાના સરખા માતબર પોતાની મેલેજ થઈ શકો. જુવો એજ ધંધામાં આગલા સોલીસીટરો કેવા મચી ગયા છે. કેવાં તેમને તયાં અમન ચમન છે. વલી તમારી હુશયારી કાંઈ ઓછી નથી. પયારા સોલી તમારૂં નસીબ ખીલવવાનું તમારાજ હાથમાં છે.

સોલી—રાંડ તું તો મુરખ છે, વલી માણસનું નસીબ માણસના હાથમાં હોય? એમજ જો હોય તો બધાજ "સર જમશેદજી" થઈ જાય. જો વાત લાવીછ તે?

તેહેમીના—પયારા તમે ગુસો ના કરો, મારી સાથે ધીરજથી વાત કરો. હું કબુલ કરૂં છું કે બધાથી "સર જમશેદજી" થવાતું નથી તોપણ દરએક માણસના હાથમાં પોતાની રોતી પેદા કરવાનું યા તો ભીખારી થવાનું છે. તમે ચાહાવો તો તમારી રોતીની ઊપરાંત ઘણુંક મેલવી શકો એવાં બધાં સાંધણો તમારે માટે ખુલ્લાં છે પણ પયારા જે સાંધણો માટે ગરીબો તલસે અને અદેખાઈ કરે તે સાંધણોને તુચછકારી તમે ખોટી આશાઓ ઉપર મેહેલ ઉઠાવો છો.

સોલી—તેહેમી હું તુંને સાફ કહેતું છું કે તું મરદોનું કામ સમજે નહીં માટે તેમાં માથાં મારવાની અને જુઠી સાચી શીખાંમણો આપવાની તારી ખોટી આદતો છોડી દે, નહીં તો જનમ સુધીની તું પસતાશે.

તેહેમીના—(સોલીને ગલે વલગીને) હું માફ માગું છું, હું માફ માગું છું, પયારા સોલી જે બોલાયું હોય તે મને માફ કરો. ફરીથી હું તમારી વચે નહી આવીશ.

સોલી—(વધારે દમ કસીને) તમો રાંડીયાંઓને કશી લાજ કે શરમ હોતી નથી. નીકલ મારી પાસેથી કાલું કર તારૂં, રાંડ કસકુનમ, પઈસાની કુતરી, વર જેવો વર લાડ લડાવા અને મોજ કરાવવા ખાતર પુણે લઈ જવા માગેછે તે તુંને દુખે છે? તો હુંબી તો ખરો કે તુંને એખલી નાખીનેજ જાઉં છું અને ખબરદાર જો મારા ઉપર કાંઈબી મીનતજારી અને મકરોથી ભરેલું કાગજ પતર લખ્યું તો, હું કબી તે રાખવાનો નથી.

તેહેમી—પણ પીચારા મારો વાંક શું થયો? મેં શું તકસીર કીધી? હું પગે લાગીને કહુંછું કે મને માફ કરો, હું ફરીથી તમારી વચે નહી આવીશ. હું પુણે આવવા ખુશી છું, તમારી મરજી જો એમ છે તો એમ, પણ મને એખલી નાંખીને ખોદાને ખાતર ના જતા. હું બલાપાથી મરી જઈશ. જયાં મારા ધણી તયાંજ મારો જીવ અને જાન છે.

સોલી—ઠીક છે તયારે આજેજ રાતની તરેનમાં આપણને જવું પડશે માટે જો આવવું હોય તો તઈયારી કરી રાખજે અને નહીં તો ફોડ તારૂં માથું ચુલીયા સાથે.

આટલું બોલી સોલી પોતાની મોહોરદારને ગમગીનીમાં નાંખી ચાલી ગયો. તેહેમી નાની એ ગમગીની જેવી તેવી નહી હતી., તેણીનાં શરૂઆતનાં સંકતોનો એ તો માતર ઝાંખો ચીતાર છે. સોલીનો સવભાવ પાજીનો પાજી હતો, અને પોતાની આ કોમલ, નાજુક અને ગાય સરખી ગરીબ મોહોરદાર ઉપર અવાર નવાર જયારે તે છેડાતો તયારે તે શું બોલતો અને કેવી વરતણુક ચલાવતો તેનું તેને બીલકુલ ભાંન રેહેતું નહીં. નોકર નફરોના દેખતાં પણ તે બીચારીને દબશવવા, માકું લગાડવા, અપમાનો આપવામાં કાંઈ ખોટુ સમજતો નહી હતો. વલી એટલા બધા દોર ઉપરાંત તે બીચારીનું જેમ જેમ તે નાણું ઊડાવતો તેમ તેમ ગરીબ તેહેમીના રાત અને દીવસ ફીકર કરતી કે અરે ખોદા અમારૂં શું થશે. ધંધા ઉપરથી તેનું ધયાંન બીલકુલ ઊઠી ગયું હતું અને સઘલો આધાર મેહેલી અને એદલ નામના બે પારસી કારકુનો ઊપર રહેલો હતો. "પણ ચાકર રલે અને શેઠ ખાય" એમ કદી દુનયામાં બનેજ નહી. વલી તેનું આગલું ઉદાઉપણું અને નઠારી આદતો રફતે રફતે પાછી સરૂ થવા લાગી. ગરીબ બીચારી તેહેમીના સોલીની વાત જોતી મોડી મોડી રાતવેર ભુખી તરસી બેસી રેહેતી, પણ તેનું આવવાનું ઠેકાણું લાગતું નહી. ભોણું તાઢું બોલ પડી જતું, માણસો કંતાલી જતાં, પણ ધણી વગર તેહેમીનાને અનપાણી અકારૂં હતું. વલી લાંબો વખત વેર વાત જોયા પછી સોલી શરાબમાં તરબોર થઈ ગાલ ગલોચ અને ઘેલાં ચેડાં કાઢતો આવી લાગતો તયારે કોઈવાર તેહેમીનાને પોતાને સારૂં વાર જોતી બેઠેલી જોઈ હજારો ગાલોથી ધોઈ નાખતો અને તે બીચારી એવી વીપતીઓ વચે રડી બલીને ભુખી સુઈ જતી. સોલી આગલા લુછા ચોતા મીતરોને પોતાને તયાં બોલાવી મન ભાવતી મોજ કરાવતો અને તેમનું ધીંગાનું અને મસતી તોફાંન આખી આખી રાત વેર ચાલુ રહયાથી પાડ પડોશીઓ માહુ માહુ થતાં હતાં. આ ખુશામતીયા દોસતો સોલીનું ચાંમડું કાહાડવામાં કશું બાકી રાખતા નહી હતા. તેઓ સરવે લુખા અને સુકા હતા અને સોલીને બાઈડીની એક લાખની દોલત મલીછે એવા વીચારથી ખુબ તેને વેતરતા હતા. દરએક નેહેવાર, પછી તે પારસીનો કે હીંદુનો યા ઈંગરેજનો હોય તોપણ તેની ધામધુમ સોલીના મુકામ ઊપર ચાલતી હતી અને સોરાબ શાહા શેઠ અને તેમની નેક ધણીયાંણી તેહેમીનાની સલાંમતીનો નેહેસત અવાજ સાંભલી ગરીબ બીચારી તેહેમીનાનાં દીલ મધેનું શેર શેર લોહી બલાપાથી સુકાતું હતું. તે બીચારીને મરજી ઉપરાંત બોહોસ કરીને, દમ ભરાવીને આવા લુચા દોસતો સાથની જીઆફત માં શાંમેલ કરવામાં આવતી અને જેમને તે અંતઃકરણથી ધીકારતી તેમનીજ તે બીચારીને તેબલ ઉપર મેનીજ કરવી પડતી પણ તે સઘલું બાહેરના ખુરા ચેહેરાથી પોતાના ખાવીંદને ખુશી રાખવા ખાતર તેણીને કરવું પડતું. એ ઉપરાંત સોલીને "બીલીઅરડનો" લખ લાગેલો હતો. આ લખ બેવડી ખરાબી કરનારો હતો. એકતો તે ઉપર જુગાર ખેલાતો અને વલી મોડી રાતની રમત સુધી છાંતોપાણી ચાલુ રહેવાથી દર વેલા તે છાકટો થઈ ઘેર આવતો. છેલે ગરાંટરેડની નાટકશાલાઓ ત[illegible] પાપીમાં પાપી મકસદોથી તે મોડી મોડી રાતો સુધી ભટકતો અને દુશટ સ્ત્રીઓની સંગત જેમાં મરદોનું મોટામાં મોટું દોજ

બ છે તે દોજખના ગારમાં પણ સોલીના નીચ, બેશરમ, અને બદ ખસલતના મીતરોએ તેને બેધડક હોમાવી દીધો હતો.

અરે નીરદોશ, સુંદર, ગરીબ, તનદરોસત, શીખેલી ભણેલી, અને માતબર તેહે મીના, પરણેલી જીંદગી પછીના માતર પાંચ સાત મહીનામાં એ તારા શા હાલ? પણ હજી વધુ આફતો તો તારે માટે હવે પછી આવેછે.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સકટોના સરૂઆત—એક હજારનું દેવું.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સોલીનાં ઉડાઉપણાંની કશી હદ રહી શકી નહી. પચાશ હજારની તેને હસતક કીધેલી ઠાપણ આશરે વરસ દહાડાના અરસામાં તમામ ખરચી ખાધા ઉપરાંત, અને પોતાના ધંધાની કમાઇ ધુલ મેલવવા છતાં તેણે મોટું કરજ કીધું હતું. એક દીવસે તેને પોતાની પેહેડીના વડા કારકુન "મેહેલીને" ધારા પર માણે પોતાની બેંક ઊપર પાંચસો રૂપયાનો "ચેક" આપીને રવાને કીધો, પણ અરધા કલાકમાં ઘણા ધભરાત સાથ આવી તેણે સોલીને ખબર આપી કે તેવણે બેંક મધેથી પોતાના અવેજ ઉપરાંત દોઢસોની રકમ ઉપાડેલી હતી માટે આ ચેક બેંકવાલાએ પગાર કરવાને ના પાડેછે. આ આફત ભરેલી ખબર સાંભલી જરા પણ દલગીર થવાને બદલે એક છેડાયલા વાધની મીસાલ તે ગરીબ બીચારા મેહેલીના આંગ ઊપર ધસયો અને તેને ધમકાવા લાગો કે તું નાપાખે મારી હોરમત ધુલમાં નાખી, કેમ તેં મને આગમજથી ચેતાવયો નહી કે બેંકમાં મુકેલી રકમ ખલાસ થઇછે. મેહેલીએ ધીરજથી યાદ આપી કે તમો શેઠને તરણવાર મેં તે માટે ચેતાવયા હતા, પણ તમો સાહેબે મારા ઉપર ગુસો કરી કહયું હતું કે વેપારીઓની રીત તું સમજે નહી. જેમ આપણું નાણું બેંક વાલાઓના વીશવાસ ઉપર પડી રેહેછે તેમ અડીભીડીએ બેંકવાલાઓએ આપણા વીશવાસ ઉપર થોડીક વધુ રકમ પણ ધીરવી જોઇયે—આ રીતની તમારી સમજાવત પછી વચે પડવાનું મેં વાજબી ધારયું નહી.

સોલી—ચોર, સુવર, લુચા, તું જુઠો છે. તેં મારી હોરમતનું નખોદ વાલયુંછે. હું તુંને બતલાવીશ. નીકલ મારી સાંમેથી તારૂં કાલું કર?

મેહેલી—શેઠ જો તમે વગર કારણે એ પરમાણે હર વેલાએ દબરાવા માંગતા હોવો તો માગે તરણ માસનો ચહડેલો પગાર આપો, મને તમારી ચાકરી નથી જોઇતી.

સોલી—પગાર? પગાર? એક દમડી તુંને નહી મલશે! નાફરમાંન નોકરોને પગાર આપવાનો મારો સ્રેસતો નથી. નીકલ અહીંથી, જવું હોય તો આ સામો રસતો.

એ પરમાણેની જુઠી ભાંજગડ પછી સોલી ઓફીસ મધેથી પાછો માલ ઉપર પોતાનાં રહેવાનાં મુકાંમ તરફ ગયો. તેનો મીજાજ હાથથી ગયલો હતો. તેના ડોલા ફરી ગયલા હતા. તેનો ચેહેરો ગુસાથી તપી આવયો હતો. આવી હાલતમાં ધસીયો તે પોતાની મોહોરદારના ઓરડામાં ગયો. તેહેમીના બીચારી બેસીને સોલીના સદરા વેતરતી હતી. સોલીએ આવતાંના વારમાં બરાડ મારી "પેલા નાપાખોએ મારો ચેક પાછો ફેરવયો. ચોટા ઓને એટલી શરમ નથી કે પોતાના જાફકના આબરૂદાર ઘરાકનેબી જરા રતી સગવડ કરી આપે. શું તે ભીખારીઓએ પાંચસોરૂપરડી વધુ મોકલી આપી હતે તો એટલી રકમ

સારૂં બેંક ભાગવાની હતી? અને શું હું મારી આબરૂને ખાતર એટલાં નાણાં કોઈબી રીતે પાછાં ભરી નહી શકતે? પણ બેશરમ ભીખારીઓ? લુચાના પીરો? તેપર તો "બેંકવાલા" થયાછે, કોણ જાણે એ પરમાણે કેટલાંકોનાં ગલાં ફાંસતા હશે?"

તેહેમીના—કેમ પયારા શું છે? એટલા બધા ખફા શું કામ થાવો છો? કાંઈ બધાંજ માણસો તમારા જેવાં ભલાં અને ઉદાર દીલનાં હશે? પયારા એમ આવો, મારી પાસે બેસો અને મને સમજ પાડો કે એ શું છે.

સોલી—અરે સમજ શાંની ધુલની, સોલીનો થતો મરે તેનું સતયાનાશ વલી ગયું છે.

તેહેમીના—ઓવારૂં એમ ના બોલો. સતયાનાશ કોઈ દુશમનનુંબી નહી વલે. પણ પયારા જરા એમ તો આવો.

આ મીઠાશ ભરેલા સખુનથી કમબખત સોલીનાં સખત દીલ ઊપર કશી અસર થઈ નહી. તે દીવાનાની મીશાલ ઓરડામાં એમથી તેમ ફેરા ખાવા લાગો, હવામાં પોતાની મુઠીઓ ટાંકવા લાગો અને મન ભાવતી ગાલો ભાંડવા લાગો. તેહેમીનાએ તુરત હાથ મધેનું કામ છોડી દીધું અને ઝડપમાં ઊઠી સોલીને એક પયાર ભરેલી કોટી કરી એક કોચ ઉપર પોતાની પાસે બેસાડયો અને તેને હજારો દીલાસાઓથી ઠંડો પાડવા લાગી. સોલીએ ઠંડો પડયા પછી તેહેમીનાને સમજ પાડી કે તેણીની પયારા હજારની બક્ષેશની તેણે ધુલધાંણી કીધી હતી. આશરે વીશએક હજાર ધંધામાં મેલવયા હતા તે પણ ફનાં થયા હતા. પાસે ખાવાની ખાક નહી હતી. ઓફીસના માણસોનો તરણ માસનો પગાર ચહડી ગયો હતો અને તે ઊપરાંત મોટું કરજ થયું હતું.

આ સઘલી ખબર સાંભલી તેહેમીના હબતી ગઈ હતી. તેણીનો ચેહેરો "ફીકોફચક" અને "ઉજલો વાખ" જેવો થઈ ગયો હતો. તેણીનાં મોઢાં ઉપર લોહીનો એક છાંટો પણ જણાતો નહી. તેણીને સાતમો મહીનો ચાલતો હતો અને તે માટેની કશી તઈયારી કરવામાં આવી નહી હતી. માટે રાત દીવસ તેની ફીકરમાં તો તે હતીજ, તેવા વખતમાં આવી રીતની મોહોકાંણના સમાચાર સાંભલી તેણીનો દીયો ભરાઈ આવયો. તેણીથી રડી પડાયા વગર રેહેવાયું નહીં. તેણીને રડતી જોઈ સોલી પાસેથી ઉઠી એક બારી તરફ ગયો અને બોલવા લાગો કે "એવા રડવાના ઘોંગથી કાંઈ વલવાનું નથી. જે મોહોકાંણ વલી છે તે કાંઈ રડયા બલયાથી સુધરવાની નથી." આટલું બોલી તે મોઢેની સીસોડીમાં "રમતા પંચીનું" ગીત ગાવા લાગો.

તેહેમીના—વાહાલા સોલી, શું મેં તમને કોઈબી રીતનું દુઃખ દીધું છે?

સોલી—(જોસમાં તેણીની સામે ધસી આવીને) પણ કયો ઘેરનો ખાધેલો કહે છે કે તેં મને દુઃખી કીધો છે. હું મારી ચાલે દુઃખી થયો છું અને સાથે લાગી તુંનેબી દુઃખી કરૂં છું. પણ હવે શું કરૂં તેનો રસતો મને કાંઈ સુજ પડતો નથી.

તેહેમીના— (સોલીનો હાથ ઝાલી તેને પોતાની પાસે બેસાડીને) કાંઈ નહી ધીરજ ધરો, વાહાલા ખાવીંદ, ખોદાનું કામ ખોદા કરશે. તમે ચીરડાઈને તેમજ બલી જલીને શું કરવાના છો?

સોલી—ખોદાનું કામતો ખોદાજ કરે છે પણ નાપાખ સેહેતાંનનું કામ મારાથી થાય છે તેનું કેમ કરૂં?

તેહેમીના—મુવો સેહેતાંન, તેનું નામ ખાસોની. મરૂં તમે તો મારા ફરેસતા છો. બોલો પયારા તમારૂં કેટલું કરજ છે. શું મારાથી એટલું અદા નહી થઈ શકશે? હું જોવું તો ખરી કે તમને એટલું બધું કરજ શાંનું થયું છે.

સોલી—અરે કાંઇ એક પીડા છે? એકજ મોહોકાંણુ હોય તો એકને નામેજ રડી ને બેસીયે, પણ ચોતરફથી સોલીના ઉપર ધાર આવેલી છે. વલી બધા સાથેજ ઉલટયા છે. પેલો "એક" એવે અભાગયે વખતે "બેહોરમત" થયો છે કે તેની ખબર ગામમાં ફેલાઇ ગઈ છે અને બધા માંગનારાઓ સાથેજ ઉલટયા છે. લે જો આ બીલોબી છ છ માસ થયા રવડે છે પણ કોઈને અરધી અપાઈ નથી અને હવે અપારોબી કયા ચુલામાંથી?

તેહેમીનાએ તે બીલો લઈ એક પછી એક તપાસવા માંડયાં. પેહેલું બીલ એક આબરૂદાર દારૂવાલાનું હતું જેમાં બીર. પોરટર, કલારેટ, ચમપીન, શેરીવાઈન, અને બરાંડીના રૂ૨૫૦ માગતા હતા. બીજું બીલ ઈંગરેજ બજારના એક મોટા બોજા વેપારીનું હતું જેની દુકાંન ઉપરથી તરેહવાર દગલા, પાટલુન, કોલર, ઈત્યાદી પોશાકો ખરીદવામાં આવયા હતા અને તેનો જુમલે સરવાલો રૂ૧૫૦ નો હતો. તરીજું બીલ એક હોટલવાલાનું હતું જેને તયાં અવાર નવાર દોસતો સાથ ખાણું, "રીફ્રેશમેંટ" ઈતયાદી લીધું હતું અને તે રૂ૪૦ નું હતું. ચોથું બીલ પણ રૂ૪૦ નુંજ હતું જે "સોદા, લેમન, અને રાઝબરીનુ" હતું. પાંચમું બીલ એક તબેલાવાલાનું હતું. જેની તરેહવાર ગાડી ઘોડાઓ છ માસવેર કાંઈ પણ ભાડું ચુકવયા વગર વાપડયા હતા અને તે રૂ૩૦૦ નું હતું અને બીજાં પરચુટણ પાચ પાંચ, સાત સાતની રકમવાલાં બીલો આશારે બસો એકનાં હતાં. એ પરમાણે લગભગ નવસોથી હજાર સુધીનું સોલીને માથે દેવું થયલું હતું અને ગરીબ બીચારી તેહેમીનાએ તે તપાસયા પછી જોયું કે એ આખાં દેવાં મધેથી એક અરધીનો માલ પણ તેણીને આંગે લાગેલો નહી હતો. પોતાના ભરથારની આવી એબલપેટી મોજથી તેણીને દીલમાં કેવું લાગું હશે તે મારી વાંચનારી બેહેનીઓજ વીચારી લેશે, પણ મુગે મોઢેની એ ગરીબ નાર મન સાથેજ દુઃખી થઈને રહી. તેણીએ બાહેરથી ધીરજ અને સબુરી સાથ મકમ દીલ રાખયું અને સોલીનો હાથ પયાર સાથ પોતાની આંખોમાં ચાંપી તે બોલી—પયારા હવે શું કરશો. મુઈ હું "ટરસટ"ની કરતી, આપણે બેઉને નામે બાકીના પચાશ હજારબી જો "ટરસટ" નહી કીધા હતે તો કેવું સેહેલાઈથી તમારૂં કરજ આપી શકાતે. એમાં શું બીસાદ છે હજાર રૂપડીનીજ બીસાદ કેની?

સોલી—રાંડ ઘેલી એટલાબી જો ટરસટ નહી કીધા હતે તો પછી તેબી ઊડાવી દેતાં કેટલો વીલમ? મારા હાથને, મારાં ખીસાંને, મને પોતાને ખહી લાગેલો છે અને તુ ગમે એટલું કર પણ મારા હાથમાં ગમે એટલું નાણું રેહેવાનું નથી.

તેહેમીના—નહી, નહી, એમ ના બોલો. તમે એટલા સમજુ, શીયાણા, અને શીખેલા ભણેલા થઈને એમ કેમ બોલો છો?

સોલી—મુવો શીખતો અને ભણતો. આટલી દુનયાદારીની પેટ ભરૂ કેલવણી લીધી તેજ કે? માબાપ બીચારાં નાનો મુકીને મરી ગયાં અને પેલી ફુઈએ લાડ લડાવીને જો એ પરમાણે બગાડયો નહી હતે તો આજે આવી હાલતે નહી પુગતે.

તેહેમીના—પણ પયારા હજીબી કાંઈ અપુરૂં થયું નથી. જો બધી મરી મરી જવશ, તમે તમારા બધા દોસતોને છોડી દેવો અને મારી સાથેજ દોસતી રાખીને તમારૂં ઘેર ભલું કે તમારો ધંધો ભલો એટલીજ ચીજ ઊપર ધયાંન આપશો તો હજીબી ઘણું સારૂં થશે.

સોલી—તેહેમી હું તુંને કેહેવું છું સાફ કે તું મને શીખાંમણ આપવાનું છોડી દે. હું કાંઈ એટલો મુરખ અને બુબખ નથી કે રાંડીયાઓના હાથ તલે ગોલાંમ થઈને રેહેવું. ખબરદાર જો મારા દોસતોનું નામ દીધુંછ તો હું તારૂં મોઢુંબી નહી જોવશ.

તેહેમીના—(એક કીસ લઈને) નહી, નહી, ડીયર માફ કરો, તમારા દોસતોની હું અદેખાઈ કરતી નથી. તમને તમારા દોસતો મુબારક.

સોલી—પણ હવે એ બધી ભટાઈ છોડી દે. મને કાંઈ રસતો બતલાવ કે એ દેવું શી રીતે અદા કરવું, અને નહી તો હું જેલમાં જઈશ અને તું રખડતી રજડતી થશે તેનો કાંઈ વીચાર કર.

તેહેમીના—હું શું કહું. તમો વાહાલા જેમ્બી સુચવો તે મારે કબુલ છે. મને કશું સુજ પડતું નથી.

સોલી—સાંમલ જો મને એક વીચાર સુજ પડેછે. પણ સબુર—નહી, નહી—હમણા નહી—હું તુંને પછી કેહેશ. જોઈયે બીજી ગમથી બનતું હોય તો વધારે સારૂં, નહી તો પછી નાચારીએ તો એજ રસતો છે.

આ રસતો સુચવતાં સોલીની જબાં ચાલી શકી નહી. તેનાથી હીમત થઈ શકી નહી. તેણે બે વાર કેહેવાની હીમત કીધી—તોપણ તેનાથી અટકી જયા વગર રેહેવાયું નહી, કેમકે હજી તે પોતાની હોરમત સાચવવાને ઈંતેજાર હતો. તોપણ ઘણી આણાકાંણી સાથ તેને કેહેવું પડયું કે તેહેમીનાએ પોતાનાં મીઠાંમાસીને પતાવી સમજાવી તેવણ પાસેથી સોલીને રૂ ૧૦૦૦ ઉછીના અપાવવા.



# પ્રકરણ ૧૨ મું.



## "માઈ દીયર પાલી"—સોલીનો એક ઉઠાઉગીર મીતર.

એક દીવસ સાંજ પડવા આવેલી હતી. આશરે તરણએકનો સુમાર હતો. ધારા પરમાણે સોલી માલ ઉપર પોતાની ઓફીસ મધેથી તુરતનો ચાહા પીવાને આવેલો હતો અને એક "સોફા" ઉપર અઢેલાઈ એક હલકી જાતની વારતાની ચોપડી વાંચતો હતો. તેહેમીના મોઢું હાથ ધોઈ પોતાના દર સાંજના સરેસતા પરમાણે માથાંના બાલો હોરી એસકી થતી હતી. એક સુંદર આરસી આગલ ઊંધાડે માથે તેણી ઉભેલી હતી. તેણીનું ધયાંન આરસીની અંદરજ હતું. તેણીના જમના હાથમાં એક "બરીસટો"નું પેહેલા નંબરનું બરસ પકડેલું હતું અને ડાબો હાથ તે બરસની સાથ અવારનવાર તેણી પોતાના ચલકતા સુંદર બાલો ઉપર ફેરવતી હતી. તેણીનો મુખડો શોકાતુર દીસતો તોપણ આ વેલાએ તે પુશકલ સુંદર અને ઝમક મારતો હતો. તેણીનાં આંગમાં સારી પણ નહી હતી. બરોબર બાલ હોરી માથાબાંનું બાંધયા પછી તેણીનો સારી પેહેરવાનો ધારો હતો, અને સદાનાં નભરવસપણાથી પોતીકા ઓરડાનું બારણું જરા વાંકું કરી તે બીચારી જો કે કેડે જવાની નહી હતી તોપણ દરરોજ સાંજને છેડે તેણી સોલેશીંગાર થતી હતી અને તેમજ આ વેલાએ પણ તેમાંજ તે રોકાયલી હતી, તેટલાંમાં દાદર ઉપર ધપરધપર કરી જોરમાં ચહડી આવવાનો કોઈનો અવાજ સંભલાયો, અને બીજીજ પલે જોસમાં બારણું ઊઘાડી નાખી એક રાથોડ સરખો મરદ વગર પુછવે ઓરડામાં દાખલ થયો.

આ બેહુદા મરદ સોલીનો સરવેથી માનીતો મીતર હતો. તેનું નામ પાલી હતું. તે દેખાવે તદન જંગલી, કદરબીડાંમનો, અને પોશાગીર સરખો લાગતો હતો. તેની રીત ભાંતનો તો કશો સકારજ નહી હતો. તેનું બોલવું તદનજ કફોડું હતું. તેની કેલવણી મુદલજ નહી હતી. આ અદગ સાથ સોલીને પેહેલી પીછાંણ એક હોટલ મધેની "બીલી અરડ ટેબલ" ઉપર પડી હતી. પાલી એક પારસીનાં હોટલનો કારભારી હતો, અને અવારનવાર ઈંગરેજોને જયારે બીલીઅરડ રમવા ખાતર વધુ સાથીની જરૂર પડતી તયારે

તેઓ પાલીની મદદ લેતા, અને નહી તો તે "મારકર"નું કામ કરતો. એમ કરતાં કરતાં લાંબા વખતના માહાવરાથી પાલો અઠંગ બીલીઅરડ રમનાર થયો હતો. ભલા ભલા ઈંગરેજોને તે કેટલીક વાર એ રમતમાં હફાવતો હતો. અને તેની માતર એટલીજ ખુબી ઉપરથી સોલી તેની ઉપર મોહીત પડયો હતો. શેઠીયાના ભતરીજા, એક માતબર બાયડીના ખાવીંદ અને છુટા હાથ સાથના દુલ્લા જીવથી સોલી પાલીના હાથમાં ઠીક બીલુ થઈ પડયો હતો. જેમ બને તેમ પાલી તેને નીચવવામાં કશું બાકી રાખતો નહી અને સોલી પાલીની ઉપર પોતાની સઘલી દોલત અને આવક ફના કરતો હતો.

પાલીનો પોશાક નોંધી લેવા જોગજ હતો. તે વારનીસનું ચલકતું બોખું પેહેરતો અને બંગાલી નેટના સદરા વગર તો તેને મુદલજ ચાલતું નહી. સુરતી કીનખાબની ઊંડી ટોપીઓ દખમાનો દેવાલના આકારમાં ગોલ વાલીને તે પોતાના માથાં ઉપર ઊભીને ઊભીજ મુકતો, તરીમતરાક પાટલુનોને બદલે પોહોલા પાયજાના લબરલબર થતા લેંગાનો તેને ભારે શોખ હતો, પગમાં જો કે તે થોડુંક થયું બુટ પેહેરવા શીખયો હતો તોપણ તે રૂપયા સવા રૂપયાની કીમત કરતાં વધુ મોઘાં નહી હતાં, લાંબી બોંયનો અસલ ફ્રાસીનની ડગલી પેહેરી છાતી આગલથી તે દગલીની અંદર પોતાનો મોટો રેશમી રૂમાલ ખોસી ફરતો હતો. બાવા આદમનાં સાલનું તેની પાસે એક રૂપાંનું ઘડીઆલ હતું અને તેની સાથનો છેડો આશારે છએક આનાની કીમતનો પીતલનો હતો. પાલી રાત અને દીવસ હોટલમાંજ પડેલો પાંઠરેલો રેહેતો હતો. તેણે પોતાની બાયડીને બે ચાર વરસ શાહા તયા પછી પોતાનાં એકાદ બાલક સાથે ઘેર મધેથી કાહાડી મુકી હતી અને તે બીચારી છતે વરે પોતાનાં માતપીતાને તયાં પડી ખાવીંદને નામની હાય મારતી હતી. હોટલમાં રહી તે સરાબ અને જુગારના લખમાં પડયો હતો, અને જેટલું કમાતો તેટલું ધુલ મેલવતો હતો. જે દીવસ તે જીવતો તેજ દીવસની તેને ચીંતા હતી. આવતી કાલનો તેને મુદલબી વીચાર નહી હતો, ખાવું પીવું અને મોજમજાહ કરવી એજ તેનો ધરમ હતો, અને પોતાના એ પાપી ધરમમાં બીજા અસીલ માણસોનાં ફરજંદોને જેમ બને તેમ વતલાવવાનો તેનો સરેસતો હતો, કેમકે પોતાના સપાટામાં જેમ જેમ વધુ ચીકાસવાલા શેકારો સપડાતા તેમ તેમ લુચા પાલીને પોતાને તડાકો હતો. તે પોતેતો તદન લુખો અને સુકો હતો. આશારે રૂપયા પંદરએકનો તેને "હોટલ" મધેથી પગાર મલતો અને ખાવા પીવાનું મુફત મલતું હતું. તે ઊપરાંત "હોટલ"માં ઊતરનાર ઈંગરેજો તરફની "ચેરીમેરી"યા તેમનાં ફુટકલ કામકાજથી તેમને ખુબ ચીરતો હતો. આપણી સુંદર તેહેમીનાના ભણેલા ખાવીંદનો આ ધનધન ઘોરી મીતર થતો હતો. એક મીતર તરીકે સોલીની ઉપર પાલીનો કાબુ અજબ જેવો હતો. તેનો એક હરફ પણ સોલીથી પાછો ફેરવી શકાતો નહીં. ગરીબ બીચારી તેહેમીનાનું પોતાના ભરથાર ઉપર જેટલું ચાલી શકતું નહીં તેટલું આ ઉઠાઉગીર મીતરનું તેના ઉપર ચાલતું હતું. પાલી જેમ ચલાવે તેમ સોલી ચાલતો, પાલી જેમ નચાવતો તેમ સોલી નાચતો, એક ઘડીમાં આવી પાલી જેબી સુચવતો તે બીજીજ ઘડીમાં સોલી બજા લાવતો. જેમકે કોઈવાર સોલી પોતાની ધણીયાંણી સાથ રાતે ઘેરમાંજ જમવાનો વીચાર રાખતો અને તેટલાં પાલી હોટલમાં બોલાવતો તો તેનાથી ના પાડી શકાતું નહી. એવી વેલાએ માતર તેને દગલો ઓલવવાનીજ ખોતી હતી. આ દુશટ માણસનાં સઘલાં લછણ તેહેમીના પામી ગઈ હતી, પણ જો તેણી કોઈબી વાર ગમે એટલી ધીરજ અને મીઠાશથી તેને માટે એક હરફ પણ હલકો બોલતી કે તેણીની કમબખ્તીજ થતી હતી. સોલીથી પોતાના મીતરનું અપમાન કદી પણ બરદાસત થઈ શકતું નહી. તે સાફ કેહેતો કે "તેહેમી તારે ગમે તો તું મારે વીશે ગમે તે બોલજે પણ ખબ

રદાર જો મારા પરોણા યા મીતર માટે જરાબી હલકો સખુન કાહાડયોછ તો, હું તે કબી શાંખવાનો નથી, અને એક લપડાક મારીને તેજ વેલાએ તારાં દાચાં મધેની આખી બતરીસી તોડી પાડશ."

ધણી ધણીયાંણી વચેની એવી તાણાજાણીતો અવારનવાર ચાલતી પણ બધી વેલાએ પોતાના ભરથારને જરા પણ તાતેલો જોઇ તેહેમીના એકદમ ચુપ થઇ જતી, અને એક પણ આડો સખુન ઓચરી ધણીના ગુસસાની આગમાં તેલ પુરી કંકાસને વધારી આપતી નહી. તેણીએ થોડાજ માસમાં જોયું હતું કે ભણેલો ભરથાર મેલવી સુખી થવાની તેણીની સઘલી આશા ધુલ મલી ચુકી હતી, તોપણ તેણીને એટલી ધીરજ હતી કે હજીબી જો હું નરમાશ બતલાવી મારા શાંત સવભાવથી તેને સુધારવા માંગશ તો કદાચ તે સુધરી શકશે. આ આશા પાર પડેછે કે નહી તે હવે પછી જોવાનું છે. હાલ તો આપણે તેને એક દુઃખી અવસથામાં પોતાના ખાવીંદ તરફનાં સઘલાં રૂપ માનો અને જુલમાતો મુંગે મોઢે ખમતી જોઇયે છીયે.

સોલીનો આ પરમાણેનો ઊઠાઉગીર મીતર પાલી એકદમ બારણું ઊંઘાડી ઓરડામાં ધસી આવયો. તેહેમીના તુરત તેને જોઈ એક ખુરસી ઊપરથી પોતાની સારી લઇ તેજ ઓરડા મધેના એક "સકરીન" પછવાડે દોડીને ભરાઈ ગઈ. તેણીનો આ ધભરાત તે લુચાએ જોયો ખરો તોપણ જાણે જાણતો નહી હોય તેમ મોટે સાદે બોલવા લાગો "વાખ વાખ, સોલીબા, તમે રાતે કેઇ વખતે સતી ગયા? તમે ગયા પછી તો કાંઈ મજાહ પડી, મજાહ પડી કે હસતાં હસતાં કલેજાં ઊપર આવી ગયાં. હું સમજયો તમે શા સબબસર એ પરમાણે વતી ગયા તે. એક રાતમાં પચીશ રૂપયા હારી જવા તે કાંઇ નાની સુની વાત નથી, પણ ભલાં માણુસ વલી આજે આવીને પાછો હાથ અજમાવશો તો પાછા તમારા રૂપયા તમારાજ ખીસાંમાં આવીને પડશે. પેલા "વીલકીનસનને" તો આપણે સજર સવાદ ચખાડયો છે, તે તો મનમાં એમજ સમજતો હતો કે મારા જેવો રમનારબી કોઈજ નહી હશે, પણ હવે તેની ખાતરી થઇછે કે પારસીઓબી હવે ઇંગરેજના બાપને ખાઇ જાય તેવા થયાછે, ખાસો ગઇ રાતના તે ચાલીશએકને ઘેર ગયો હશે અને વલી બે વાગતા સુધી બીર અને બરાંડી ઠોકીયો તે તો તદન જુદોજ. યાર, નકામો તું એટલી ઊતાવલ કરીને જતો રહયો."

સોલી—અરે પણ એક વાગતેબી જો હું જતે નહી તો તું તો મને પુરો નાગોજ કરીને ઘેર મોકલતે.

પાલી—વલી દીકરા એમ કરેછ કે? હું તુંને નાગો કરૂં એમ તું માનેછે. તારા સદરા કસતીના કસમ ખાઇને મને કેહેશે કે હું એવો લુચો છું?

સોલી—નહી, નહી, દીયર, તું એટલો બધો ગુસસો ના કર, હું તો અમથી મજાક કરૂંછું.

પાલી—પણ એવી મજાક મને કાંઇ પાલવે નહી. બાઇ માણુસના દેખતાં જો દીકરા તું મને એવુંજ માન આપવાનો હોય તો મને કેહે કે હવે પછી તારાં ઘેરમાં મારે મુદલ પગજ મુકવો નહી.

સોલી—નહી, નહી પાલી દીયર, તું તો મારો જાની દોસત છે, મેં મારી બાયડીને પણ કહયું છે કે તારા સરખો મારો વીશવાસુ અને જાની દોસત બીજો કોઇ નથી, મારી બાયડી પોતે પણ નહી. બોલ હવે તારે કાંઇ વધુ જોઇયે છે.

પાલી—"નો, નો, થેંક યુ. વેરી મચ ઓબલાઇજડ."

આ ગોફતેગો પરડા પછવાડેથી તેહેમીના ગુપચુપ સાંભલતી હતી અને આ છેલ્લા સખુનો સાંભલી તેણીએ મન સાથ કટકા મોરી વીચારયું કે "મુવોરે તું ઠેંક ચુનો કરતો, મારા હીરા જેવા વરને તદન રદ કરી મેલયો." બરોબર માથું બાંધી સારી પેહેરીને તેહેમીના ધીરે કદમે પરડા પછવાડેથી બાહાર આવી એક ખુણામાં પોતાનું સીવવાનું લઈ બેઠી.

સોલીએ પાછી પોતાના મીતર સાથ વાત છેડી. તેણે પુછયું "કેમ દીપર આજનો શું વીચાર છે, વલી કાંઈ શોધી કાહાડયું છે કે "સુકમ સુકા ?"

પાલી—અરે યાર તું બોલના. સુકમ સુકાનીજ ધાસતી તો હતી, પણ તેટલાં હમણાજ ફલું અતરંગ મલયો તે કેહેવા લાગો કે આજે ઈંદર સભાનો નાટક છે ને આપણે સાદરી ફાંણસ ઉપર ભોણા કાહાડી બધા સાથે તયાં જઈયે અને નાટક પુરો થયા પછી તે તરફની એકાદ બીલીઅરડ સલુનમાં એકાદ બે હાથ અજમાવી પાછા ફરશું. બોલ માય તારો વીચાર શું છે.

સોલી—પણ મેં સાંભલયું છે કે નાટક તો ઘણો અસુરેથી પુરો થાયછે.

પાલી—પણ ભલાં માણસ આપણી મરજી પડે તયારે ઉઠી આવયા તો કોઈ હાથ પકડે છે કે, બાવાજીનાં ખુચાં પડયાં તે શું આપણે નાટક જોવા સારૂંજ જવાના છીયે કે ? અરે એ તો જે તે બાહાંણે બે ઘડી મોજ કરી જરા તાંસીને ઘેર આવશું ! ને વલી જરા રતી મોડુંબી થયું તો રાત પડી કયાં લવંગની લાટી ઉપર જવાનો છે. જો વલી ધોંગ લાવયો છે તે. અરે બેસ બેસ, એમજ મકાઈબુઠા જેવો રહી ગયો તો.

સોલી—ઠીક છે તયારે હું સાદરી ફાંણસ ઊપર છએકને સુમારે મલશ. મારે ઘેરથી ભોણું લાવનાર કોઈ નથી, માટે મારે ભાગનું પણ તારાં હોટલમાંથીજ મંગાવજે અને બેઊનો આંકડો હું ચુકવશ.

પાલી—ઠીક છે તયારે હું રજા લઉં છું. હુંબી એજ કામ સારૂં આવયો હતો કે દીકરી તું નહી હોશે તો કાંઈ મજાહ પડશે નહી.

આટલું બોલી પાલી જવા સારૂં ઊઠયો અને તેની નજર એકદમ તેહેમીના ઉપર પડી અને તે પોતાની સઘલી વાતચીત માટે ખસીયાંનો પડી ગયો. તેને મનસે તેહેમીના બીજે દરવાજે ઓરડાની બાહાર ગઈ હશે. તોપણ ધક ઠેકાંણે રાખી તેવણ તરફ નમીને તે બોલયો "ઓહો, તમો અતરે બીરાજેલાં છો કે ? માફ કરજો મેં તમને દીઠાં નહી. કેમ છો સારી પખેતો છો ? કાંઈ ગરીબ ઉપર મેહેરબાંનો રાખજો અને સોરાબજી શેઠને પણ કેહેજો કે સેવક ઉપર જેવી મેહેરબાંની છે તેવી સદા કાયમ રાખે."

તેહેમીના—પાલનજી હું હાથ જોડીને કહુંછું કે તમે મારા ધણી સાથે ગમે તેમ ફરોહરો, ખાવો પીવો, પણ ખોદાને ખાતર તેવણને મોડી મોડી રાત સુધી તમારી સાથે ભટકાવો ના. હું ફીકર ફીકરે મરી જાવુંછું. એવણને સારૂં ઊજાગરો કરતાં કરતાં મારૂં માથું દુ:ખી આવેછે; અને પછી એવણની તબીયતનોબી બીગાડો થાયછે. તમે જો મારા સોરાબશાહાના ખરા દોસત હશો અને મારૂં પોતાનુંબી ભલું ઈચછતા હશો તો એક નીરદોશ બાનુની એટલી અરજ ઉપર જરૂર કરીને ધયાંન આપશો.

પાલી--ઠીક છે બેહેન, તમારે તે માટેની કશી ધાસતી કરવી નહી. દરરોજ સાંજે સાત વાગતામાં સેવક આવીને તમારા સોરાબશાહાને ઘેર બેઠાં પોંહોંચાડી જશે, હવે કાંઈ છે ?

તેહેમીના—તયારે તો હું તમારો ઉપકાર કદી પણ ભુલીશ નહી.

આ ગોફતેગો વચે સોલીનો પીતો ઉછલી આવયો હતો. તેનો ચેહેરોજ તપી આવેલો જણાતો હતો તોપણ તે પોતાના મીતર પાલીના દેખતાં કશું બોલી શકયો નહી. પાલી એક તરફથી ગયો કે બીજી તરફથી જોઈજ લેવો સોલીના પાજી સવભાવનો નમુનો. તેણે પોતાની નાજુક બાયડી ઉપર કેવી રીતે ઝાડ તોડી પાડયાં તે આપણે હવે પછી જોઈશું.

—oo-:o:-oo—

# પ્રકરણ ૧૩ મું.

## પેહેલી સલાપ—છાકટો આવીંદ અને તેની બરદાસત.

પાલી હજી તો દાદર ઊપરથી ઊતરતી હશે તેટલાંજ સોલીએ પોતાનું લેકચર ચલાવયું, "તેહેમી વલી તું આજે પાછી ફાસટ ગઈ. તુંને મેં હજાર વખત કહયું છે કે તું મારા જીવની કાંઈ ધણી નથી. તું તારી મરજી મુજબ ચાલ, અને મને મારી મરજી મુજબ ચાલવા દે. હું રાતે મોડો આવું કે વેહેલો આવું, મને ગમે તો નહીંબી આવું તેમાં વચે આવવાની તુંને મુદલ સતા નથી. તું કોણ? તારી મગદુર શું કે તું મારા ભીતરો આગલ મારે માટેની ફરીયાદ કરે અને મને માઠું લગાડે, જયારે મારાં દેખતાં દેખત તું એ પરમાણેનું આજે બોલી છે તો આગલ ચાલતાં તું મારી પછવાડેથી ગમે તેટલીબી ગીબત કરી શકશે, પણ હું મારા ઘેરમાં એ પરમાણેનું ચાલવા દેવાનો નથી. હું તારૂં માથું ભાંજી નાખશ, હું તારો ટોટો પીસી નાખશ. બોલ તું ફરીથી એક બોલતો બોલ અને જો પછી કે તારાં મોઢાં મધેથી એમની એમ આખી જીભજ ખેંચી કાહાડું છું કે નહી. જો નહી ખેંચી કાહાડું તો મારૂં નામજ સોરાબ નહી. રાંડ જુઠી, રાંડ લુટરી, રાંડ કાભા, તારી મગદુર શું, તારી સતા શું, તારી તાકાત શું કે તું નાથલે મોઢે મારાં કામકાજની વચે આવે. લાખ વખત તુંને કહયું, કરોડ વખત તુંને કહયું કે બેલાસક તું તારે બતી થતાંમાં ઘોંટાઈ જા. તારા હાથ કોણે પકડયા છે. તુંને ઊજાગરો કરવા કોણ નાપાક કહેછે. આખો દીવસ ઘોંટાતી કેમ નથી. સુધ ફુટી જો વાત લાવીછ તે. તું એક તુકારોબી કાહાડ અને પછી તું મારે હાથનો સવાદ જોશે. હું કાંઈ લાકડું લોઢું જોવાનો નથી. જે હાથમાં આવશે તે છુટું મારીને તારૂં ભેજું જો નહી કાહાડું તો તું મને પુછજે.

તેહેમીના—(આંખમાં પાણી લાવીને) પણ હું શું બોલી કે પયારા તમે મારા ઊપર એટલા બધા ખફા થાવો છો?

સોલી—(આંગ ઉપર ધસી જઈ જોરમાં એક લપડાક ખેંચી કાહાડીને) તું શું બોલી? હજી શોખાઈથી મને પુછેછે? (બરડા ઊપર બે તરણ ધમકા લગાવીને) લે તું આએ બોલી, તું આએ બોલી, બોલ હજી તારે જાણવું છે કે તું શું બોલી? બોલ વધુ સવાદ આપવો હોય તો બોલ, રાંડ કસકુનમ, મકરબાજ, લુચી, ચોટી, ફરેબબાજ જો વાત લાવીછ તે. હજી તો પુછેછે કે હું શું બોલી. તારા બાપનું ભેથર બોલી? તારી માયનું કલેજું બોલી? ખબરદાર જો એક તુંકારો વધારે કાહાડયોછ તો એમજ જાણજે કે આજે તારો જીવજ જવાનો છે.

હા, હા, કેવો શીખેલો ભણેલો ભરથાર? કેવો નામીચો વડી અદાલતનો સોલીસીટર? ગરીબ બીચારી તેહેમીના ગુસાના આ સીહા વાદલ આગલ તદન દબીજ ગઈ. તેણીથી કશું બોલી શકાયું નહી. તેણી ઝાર ઝાર તોપણ આસપાસ કોઈ જાણે નહી તે પરમાણે રડવા લાગી. તેણીની જગો ઉપર અગરજો કોઈ બીજી કલાંત સ્ત્રી હતે તો ધણી સાથ મરાઈ પડી આખું ઘેર ગજાવતે. વલી કોઈ મકરબાજ ઓરત હતે તો બાપરે માય રેનું ગોધીયારૂં કરી પોતાની પાસે લોક મેલવતે અથવા આખો મોહોલો તલે ઉપર કરતે, પણ રાંક, સમજુ, શીયાંની તેહેમીએ પોતાના ધણીના ગુસા અને માર વીશે કોઈનાં રૂવાંને પણ ખબર પડવા દીધી નહી. પોતીકા સરેસતા પરમાણે તે એકદમ ચુપ થઈ ગઈ. થોડા વારમાં ઉઠીને જોરમાં પાણીના ફટકા મારી પોતાનો રડેલો બગેલો ચેહેરો ધોઈ આવી અને જાણે કાંઈ પણ વીટયુંજ નહી હોય તે પરમાણે પોતાનાં કામ ઉપર લાગી.

આ વેલાની તેહેમીનાની હાલત ઘણી બારીક હતી. તેણીને સાતમો મહીનો ચાલતો હતો. તેણીને અવારનવાર ઊલટી થતી હતી. તેણીની તબીયત પાધરી ચાલતી નહી હતી. આવી કોમલ, સુંદર, નાજુક અબલાના આવા બારીક વખતમાં પણ તે ઘાતકી ભરથારના દીલમાં જરા રતી પણ દયા આવી શકી નહી. કસાઇની કાંણી એક કોમલ કનયા ઊપર હાથ ઊચકતાં પણ તેને કશી શરમ લાગી નહી.

પણ તોબી ગરીબ તેહેમીના ધીરજ અને સબુરીનો ગોયા એક નમુનોજ હતી. પોતાના ધણી તરફની આવી ઘાતકી વરતણુકથી તેણીને કેટલું બધું લાગવું જોઇયે તે તો વાંચનાર પોતાની મેલે વીચારી લેશે, પણ જો હું ખરૂં બોલું તો જેટલું વાંચનારને આપણી તેહેમી ખાતર લાગશે તેટલું બધું તેહેમીને પોતાને લાગતું નહી હોય તેમ તે બીચારી મન સાથ વીચારવા લાગી કે "કાંઇ નહી, ખાવીંદ છે, માટીડાના જીવને હજાર જંજાલ, તે બીચારાનો હાથ ભીડમાં આવી પડયો છે, તરેહવાર લોકોના કજીયાઓ ઉપર ધયાંન આપતાં તે બીચારાનું મન ચડી આવયું હશે અને એવી હાલતમાં પોતીકા ખાવીંદે બે સખુન કહી સંભલાવયા અથવા બે હાથ ચલાવયા તો તેમાં શું મુજાકો છે? નહી, નહી, મારો સોલી કાંઇ ખરેખર ઘાતકી નથી. ખોદા કરશે તો હજી તે સુધરશે. ખોદા કરશે તો તે પોતેજ પોતાની ચાલ માટે પસતાશે." આવા આવા વીચારોથી પોતાનું મન મોટું કરી તે બીચારી ઘેરના ઘસડબોરામાં પડી.

ધણી વગર ખાવા તો તેણીને નહીજ ગમયું તોપણ ધણીના હોકમને માન આપવા ખાતર તેણીએ બરોબર વખતસર પોતાનું ભોણું મંગાવી જમી લીધું, આશરે દશ એકના સુમાર સુધી ઊજાગરો કરી તે બીચારી બીહી બીહીને બીછાંણા ઉપર ગઇ. અગરજો પોતાના ખાવીંદને માટે તેણી ઉજાગરો કરી ખોતી થાયછે તો આવતાંના વારમાં સોલી તેણી ઉપર રણ પાડયા વગર રહેનાર નથી. તેનો સાફ હોકમ છે કે તેહેમીનાએ તેને માટે કબી પણ વાત જોવી નહી. આ હોકમ માથે ચહડાવી તે બીછાંણા ઉપર ગઇ ખરી પણ તેણીની આંખો લાગી શકી નહી. તેણીના ડોલા ઓરડાના દરવાજા તરફજ ઠરી રહેલા હતા. તેણીના ધણીના આવી પુગવાના ખયાલી અવાજે અવારનવાર સંભલાતા અને બધી વેલાએ તે બીચારી એ પરમાણે ઠગાતી હતી. એ પરમાણે અકરવકરે એકનો તકોરો થયો પણ નહી સોલી આવી લાગો કે નહી તેહેમીના બીચારી એક ઘડી પણ ઊંઘઇ શકી. કોઇવાર આંખ લાગે એમ જણાતું પણ તેટલાંમાં તુરત તે બીચારી પાછી ચમકી ઉઠતી. અંતે દોઢએકને સુમારે એક બગી આવી લાગી. કોઇએ બાહેરથી બારણું ઠોકયું, દાસીએ જઇને તે ઊઘાડયું અને બે આસાંમીઓ સોલીને લોડપોઠ થયલો ઘેરમાં લાવયા. આ બેઉ આસાંમીઓમાં એક પોલીસનો સીપાઇ અને બીજો એક "કાનસટેબલ" હતો. તરણ ચાર આસાંમીઓનાં પગલાં સાંભલી તેહેમીના તુરત ઉઠી ઊતાવલમાં જેમ તેમ સારીનું ચીઠડું આંગે લપેટી દોડી ગઇ. સીપાઇએ ટુંકમાં ખોલાસો કીધો કે કોઇક પાપી સ્ત્રીનાં મુકામ આગલ સોલી રસતામાં પડેલો હતો તયાંથી સાહેબે જતાં તેને પીછાંણયો અને તેથી અમો તેને અતરે લઇ આવયા છીયે. તેહેમીનાએ તેઓ પાસેજ ઊંચકાવી સોલીને બીછાંણા ઉપર તેની બેભાંન હાલતમાંજ નખાવયો. કાનસટેબલનો ઇંગરેજીમાં ઊપકાર માનયો અને સીપાઇને કાંઇ હરસે હાથમાં આપી તેમને વીદાય કીધા. તયાર પછી તે પોતાના ખાવીંદની બરદાસતમાં રોકાઇ. સોલીનું મોહો સરાબથી બેહેક બેહેક મારતું હતું, અને તોપણ તેવાં ગંધાતાં મોહો ઊપર કોમલ તેહેમીએ તરણ ચાર બોસા લીધા. તેણીએ પોતાની સમજ મુજબ માથાં ઉપર ઠંડાં પાણીનાં કટકાઓ ઊપરાસાપરી મુકવા માંડયા. પોતાને હાથે તેને માટે સાબુચોખાની કાંજી બનાવી તઇયાર રાખી કે પેટમાં

ડંડક પડે. વલી ઘેરમાં લીબુનું સરબત હતું તે પણ બાહાર કાહાડીને તઈયાર રાખ્યુ અને તેણી જ્યાંવેર સોલી સુધીમાં આવયો ત્યાં સુધી બેસીને આખી રાતનો ઉજાગરો કરી કોઈવાર તેના હાથ પગ ચાંપતી, કોઈવાર તેને પંખો નાખતી, અને એ પરમાણે તેની સારવાર માટે તેણીએ કશું બાકી રાખ્યું નહી.

છેક તરણએકને સુમારે સોલીની આંખો ઉઘડવા માંડી, તે અરધો સજાગરૂ થયો હોય એમ લાગું, તોપણ તે પુરેપુરી સુધીમાં આવયો નહી હતો. ઊંઘની યા છાકટપણાંની ખુમારીમાં હવે તે બડબડવા લાગો. કોઈ વાર પોતાના ઉઠાઉગીર ભીતર પાલીને ખુબ ચોપડતો. કોઈ વાર કોઈ મુસલમાન અબલાનું નામ પોકારી તેણી પાસે પોતાનું ઘડી ચાલ અને સાંકલી માંગતો, કોઈ વાર ગરીબ બીચારી તેહેમીનાનું નામ પોકારી તેણીને દમ ભરાવતો કે હું તારો ટોટો પીસશ, હું તારો જીવ લેવશ. આ સઘલું તે બીચારી મુગે મોઢે સાંભલયા કરતી અને ગુપચુપ આંખો મધેથી આંસુ વરસાવતી. એવીજ હાલતમાં પરોઢયું થયું. બામદાદનો વખત થયો, અને સોલી તદન સજાગરૂ થઈ પાણીની સોખારી માટે ફરીયાદ કરવા લાગો. તેહેમીનાએ તુરત ઉઠી કાંજીનું પયાલું હાજર કીધું. આંખના પલકારામાં તે ગતાવી જઈ તેણે બીજી કાંજી માંગી. સારાં ભાયગે તેહેમીએ આગલથી વધારે બનાવી રાખી હતી અને ઉપરાસાપરી તરણએક પયાલાં કાંજી પીધા પછી તેણે માથું ફરવાની ફરીયાદ કીધી અને દશ વાગતાવેર કોઈ તેને ઉઠાડે નહી એમ કહીને પાછો સુઈ ગયો.

આખી રાતના ઉજાગરા છતાં તેહેમીના ઊઠી ચોકચાંદન કરવા લાગી, બજારહાથની વરડી કીધી, વખાર મધેથી દરરોજના ધારા પરમાણે સઘલો જોઈતો સામાન કાહાડી આપયો અને નાહીધોઈ પોતાના પેદા કરનારની બંદગી કરવા બેઠી. સઘલાં દુઃખ અને મુશકેલી ઓમાં ગરીબ બીચારી તેહેમીનાનો મુખ્ય આધાર પોતાની ખાલેસ દીલની બંદગી ઊપર જ હતો, તે એકવારની બંદગી પછી ગમે એવું દુઃખ ભુલી જતી. ગોયા તે પરમદયાલુ કીરતાર તરફથી કાંઈ ખાસ હીમત તેણીના દીલમાં ઊતરતી હોય તે પરમાણે એકવારની સરોચશમથી કીધેલી બંદગી પછી તેણી છાતી ધાડી રાખી મકમ દીલથી ગમે એટલું વધુ દુઃખ ખમી શકવાને તઈયાર થતી હોય એવી શાંત, હીમતવાંન, અને સંતોશી જણાતી.

પણ નહી, આ વેલાની બંદગી તે પુરી પાધરી કરી શકી નહી. હજી તો તેણી હાવન ગેહે પુરી કરી ખોરશેદની નીયાએસ માંડતી હતી તેટલાં સોલીએ જાગી ઉઠી પોકાર મારયો "તેહેમી ? તેહેમી ? દોડ પેલી સરબતની બાટલી લાવ, મારૂં ગલું સુકાઈ જાય છે—મારાં કલેજાંમાં આગના સોલા ઊઠેછે—મારૂં માથું ફાટી જાયછે—ઓ બાપરે—ઓ માયરે દોડ કયાં મુઈ, સાંભલેછ કે ? રાંડ બેહેરી"—આ પરમાણે એક તરફ સોલી બુમ બરાડા મારવા લાગો, બીજી તરફથી તેહેમીનાએ હાથ મધેથી અવસતાની ચોપડી પડતી નાખી અને તે બીચારી જીવ નાખીને પોતાના ખાવીંદ પાસે દોડી ગઈ. તેણીએ આગમજથી આઈસ મંગાવી રાખ્યું હતું તે હાજર કીધું, તંબલર હાજર કીધું, સરબતની બાટલી હાજર કીધી અને પોતાને હાથે એક સોડાવાટરનું મોટું તંબલર ભરીને સરબત તઈયાર કરી એક તુવાલની અંદર આઈસનો મોટો ગાંગડો બાંધી તેને જોસમાં દેવાલ સાથ અફાડી તેનો ભુકો કરી તંબલર મધેનાં સરબતમાં તે ભુકો હોમાવી દીધો અને એક ધોતા તુવાલ સાથ તે તંબલર લઈ જઈને પોતાના ખાવીંદના હાથમાં મુકયું. વલી સોલીને તદન પરસેવાથી ગરકાવ થઈ ગયલો જોઈ એક સુકું દીલનુછનું લાવી તેના દીદાર ઊપરથી અને સોરતીયાં સરખા ઊઘાડા હાથો ઊપરથી પરસેવો નુછવા લાગી. પોતાના સુમારા નરમ મખમલ સરખા હાથો તેના ચેહેરા ઊપર ફેરવી તેને પસવારવા લાગી અને સોલીએ

સરબત પીધા પછી બીછાંણેથી ઊઠી પોતાનાં ગઈ રાતનાં કપડાં તપાસવા માંડયાં. પાટલુન અને દગલાનાં ખીસાં તપાસતાં તેની ગજવાંમાંની પાકીટ ગુમ થયલી હતી. તેનું ખીસાંનું ઘડીયાલ અને તેનો અધાર કેરેત સોનાનો છેડો ગેપ થયલો હતો, અને તે પોતાનાં કપાલ ઊપર હાથ અફાડી તે માટે પસતાવો કરવા લાગો. પણ તે પસતાવો થોડાજ વારનો હતો. તે ખીજવાયલા ખવીસની મીશાલ પોતાના દોસતોમાં પાલી, પેસી, જમશુ, અને રસતઇને ગાલો દેવા લાગો. તેહેમીનાએ તેને પતાવી સમજાવી નરમ પાડયો અને તયાર પછી છેક બારએકને સુમારે નાહીધોઇ તે પોતાની ઓફીસની ખબરઅંતર લેવા ખાતર માલ ઊપર ગયો.



## પ્રકરણ ૧૪ મું.



## એક કુવખતની સુવાવડ અને સોલાનો ટુંક વખતનો સુધારો.

હજી તો સોલી પોતાની ઓફીસમાં જઈને પાધરો પુરો બેઠો બી નહી હશે, તેટલાં તેહેમીનાની ચાકરીમાં રહેલાં ડોસાં એક ટપાલનું કાગજ લઈને આવયાં. આ કાગજ તેહેમીનાને નામનું હતું અને તે ઊપર ઈંગરેજીમાં "પરાઈવેટ" એ પરમાણે લખેલું હતું. તેહેમીના ઊદાસ ચેહેરે એક કોચ ઊપર બેઠેલી હતી અને તેણીએ ડોસાંનાં હાથ મધેથી તે કાગજ લઈ નીચે પરમાણે મનમાંજ વાંચયું :—

**મારી કમનસીબ બેહેન તેહેમીના,**

જત લખવાને જોકે મને અતીશય દલગીરી લાગેછે તોપણ એક બેહેન તરફની ફરજ દાખલ તમને લખી જણાવયા વગર મારાથી રહેવાતું નથી કે તમારા સોરાબશાહ રાત અને દીવસ ઘણીક જાતનાં ખરાબ લછનોમાં ફસી પડી લુચાઓની સંગતમાં પુશકલ નાણું ઊડાવે છે, જુગારનું તેવણને ઘેલું લાગેલુંછે અને સાંભલયા પરમાણે આવતી કાલની સરત ઊપર તેવણે મોટો જોખમ ખેડયોછે. વધારે લખતાં મને શરમ લાગેછે-અમીના નામની એક મુસલમાન સ્ત્રીને તેવણે દાદર તરફ પોતાને ખરચે જુદી રાખીછે અને તે કસકુનમ દદાની સાથ તેવણ વારંવાર ગરાંટરોડની નાટકશાલાઓમાં છડેચોક બીરાજવામાં પણ શરમાતા નથી. અમીના સેહેજ દેખાવલી હોવાથી પારસણના લેબાસમાં તે એક પારસણ સરખીજ લાગેછે અને સોરાબશાહ તેણીને પોતાની પીતરાઈ બેહેન તરીકે લોકોમાં ઓલખાવે છે. આવાં દુઃખ ભરેલાં સાંતકમાં એક દુરઅંદેશ અને વીવેકી ધણીયાંણી તરીકે જેબી વાજબી રસતો દીસે તે લેવાની ખોદા તમને હીમત આપે એવી મારી તરફની તમને નેક દુવા છે. હાલ એજ અરજ.

લા૦ સદાનું તમારૂં ભલું ઈચછનારી એક **વફાદાર સહી.**

તેહેમીનાએ એ દુઃખ ભરેલું પતર વાંચયું અને વાંચતાં વાંચતાં તેણીના ચેહેરા ઊપરનો તમામ રંગ ઊડી ગયો. તેણી ફીકી ફચક પડતી ગઈ, અને કાગજને છેડેનો વધુ ફીતકારભરેલો ભાગ વાંચતાં તેણીના હાથ મધેથી કાગજ પડી ગયું અને તેણી બેહોસ થઈને કોચની ઉપર તુટી પડી. સારાં ભાગયે તે વેલાએ એજ કાગલ આપવા આવેલાં ડોસાં હાજર હતાં, તેવણે તુરત દોડી આવી તેણીને કોચ ઉપર પાધરી સુવાડી. પણ તેણીને સુધીમાં આવતાં બહુ વીલમ લાગો. ઘણે વારે જયારે તેણી સુધીમાં આવી તયારે તેણીની વધારે આફતદાયક વેદના માતર સરૂ થયલી હતી. મેં આગલ જણાવયું તે પરમાણે તેણીને સાતમો મહીનો ચાલતો હતો. આવી બારીક હાલતમાં તેજ વેલાએ તેણીના હાથ પાક રહયા નહીં. તયારથી સરૂ થયલી પુશકલ કશાતી અને વેદના પછી બીજે દીવસે તેણીએ અધુરે મહીનેનાં એક મુવેલાં બાલકનો જનમ આપયો પણ જનમ આપયા પછીબી તે બીચારીની હાલત કાંઈ સુધરી નહી. તેણીને પુશકલ નબલાઈ થઈ ગઈ હતી અને તે ઉપરાંત આવા સખત બલાપાથી તેણીને માથાંમાં પવન થઈ આવયો. કેટલાક દીવસોવેર

તેણીની હાલત તદન અચોકસ હતી. ડાકટરોની ધમાલ ઉપર ધમાલ ચાલવા લાગી, પણ તેઓ મધેથી એક પણ તેણીની સલાંમતી માટે છાતી ઠોકીને ખાતરી આપી શકતો નહી હતો.

પોતાની પરણેતરની આવી હાલતમાં સોલી પોતાની ચાલથી ખુબ પસતાવા લાગો. પેલું નનામું કાગજ તેહેમીનાના પેહેલા ધભરાત વેલાએજ તેના હાથમાં આવયું હતું. તેમાં જણાવેલી બીનાની સચાઇ વીશે તેને મુદલબી શક નહી હતો.

તેમાં જે લખ્યું હતું તે બોલે બોલ ખરૂં હતું. પોતાની આવી કફોડી ચાલથી એક ફરેસતા ખસલતની પરી સરખી મોહોરદારને આટલું બધું વેઠવું પડયું અને તેણીની જીંદગી વતીક ધાસતીમાં આવી પડી તે જાંણી સોલી દીલોજાનથી પસતાવા લાગો. તે પોતાની બાયડી માટે હાથ અને પગ અફાડવા લાગો. તે દીવાનાની મીસાલ માથું પતકવા લાગો. કાંઇબી કરીને વાહાલી તેહેમીનાને જેબી સાજી કરી આપે તેને નીહાલ કર વાના તેણે કસમ લીધા. ખરે પગે રાત દીસનો ઊજાગરો કરી તે તેહેમીનાની સારવાર કરવા લાગો. તેણીની આગલથી જીવ ઉપર જોરાવરીએજ તે ખીસતો. આવી ગાય સરખી ગરીબ, તાબેદાર, સમજુ અને શીયાની મોહોરદારને પોતાની નીચ અને પાપી વરતણુક થી જે ખમવું પડયું તે માટે તે જાર જાર રડીને પસતાવા લાગો. તેણે આ સાંતક પછી પોતાના ધંધા ઉપર જોઇતું ધયાન આપવાનો ઠેડાવ કીધો. મહા મુશકેલીએ પોતાનું આ ગલું કરજ પતાવયું. આગલા વખતની હાલહવાલી અને બેદરકારીથી પોતાનો ધંધો જે લગભગ પડી ભાગો હતો અને આગલનાં મેલવેલાં ધરાકો વીખરાઇ ગયાં હતાં તેમને પાછાં હાથ કરવાની બનતી તજવીજ કીધી અને એ પરમાણે પોતાની મોહોરદારની બે માસની માંદગીમાં સોલી તદન ફેરવાઇ ગયો હતો. પણ શું તે સદા એવોજ ફેરવાયલો રહી શકશે ?

——oo-:o:-oo——

## પ્રકરણ ૧૫ મું.

——o——

### "કલ ફજરકુ ઓ કઉઆકુ અમ બોતલાયગા."

ગરીબ બીચારી તેહેમીના પાછી સાજી થઇ ખરી પણ તેણીની દેહે સદાની લઠડતી થઇ પડી. સોલી થોડાવારને ખાતર સુધરયો ખરો પણ તેવોજ ઝાઝોવાર રહી શકયો ન હી. ધંધા ઉપરથી પાછું તેનું ધયાંન ચોતરફ ભમવા લાગું. લુચા મીતરો પાછા ગીધની મીસાલ તેનો આસપાસ ફરી વલયા. જેમ તેમ કરી પાછાં હાથ કીધેલાં ધરાકોએ સોલી ઉપરથી પાછો પોતાનો વીશવાસ ઉઠાડી મુકયો.

કમનસીબ તેહેમીના સખત માંદગીના બે માસનાં બીછાણાં પછી સેહેજ ટટાર થતાં જે દીવસે પોતાના ખાવીંદ સાથે પેહેલવેહેલી ખાણાં ઉપર બીરાજનાર હતી તેજ દીવસે તેણીનાં નસીબમાં નાસીપાયસી હતી. સોલીએ પોતેજ તે દીવસ સારૂ મુરત જોઇને ઠેડવયો હતો. દેપાદર દાદારહોરમજદના નેક રોજે સોલીએ પોતાની પરણેતરને ખાણાંની હંમેશની ટેબલ ઉપર પોતાની સાથે જમવાની બોહોંસ કીધી હતી અને સદાની તાબેદાર તેહેમીનાના જીવને જોકે પુરેપુરૂં ચેન નહી હતું તોપણ ધણીનો સખુન રાખવા ખાતર તેણીએ તે કબુલ કીધું હતું પણ તેટલાં તે દીવસેજ સોલીનો પેલો લુચો મીતર "બાલી" ધીંગ ધતુરા કરતો આવી લાગો.

સોલીએ પુછયું "વેલ દીયર" આજે કંઇ આવવાને તસદી લેવી પડી.

પાલી—અરે યાર તું બોલ ના, વલી આજે પેલા ચકડોલોના ધયાંનમાં કાંઇ નવુંજ વારૂં આવયું છે અને તેઓએ મને તારી પાસે એક અરજ લઇ મોકલયો છે.

સોલી—બોલ માય શું અરજ છે તારી અરજ મેં કોઇ દહાડેબી પાછી ફેરવી છે કે આજે હું તુંને ના પાડશ ?

પાલી—અરે બીરાડર તું ના પાડશે એમ જો હું જાણુતો હતે તો એટલો ધકેલો ખાતેબી શું કરવા ? તું તો દીયર હમેશાનો સમજુ છે અને નાતો નથીજ પાડવાનો પણ મને ધાસતી લાગે છે કે હવેતો તમે થોડા ઘણા મરઘાબાવા બનયા હોવો એવું તમારી વરતણુક ઉપરથી લાગે છે અને કડાચ પેલી રાંડ હોકમ ચલાવશે તો તમારૂં કાંઇ ચાલ શેબી નહીં.

સોલી—બેસ. બેસ, પાલી તારી કાંઇ અકલબકલ ગેઇ છે ? સોલી જેનું નામ તે શું મરઘાબાવા થવાનો છે અને તે રાંડને કહે ચાલવાનો છે ? બોલ દીકરી કાંઇ નવી "પ્લેજર" ની તઇયારી હોય તો સેવક એક પગે તઇયાર છે.

પાલી—હારે યાર, કાંઇ તેવુંજ છે. આજે "પેસી પપેતાના" બેહેસતી બપાવાના બાપની ઓગનચાલીશમાં વરસની બાજ છે, તેણે ખેતવાડીની લીંબુવાલાની વાડીમાં બધા દોસતોને જમવા તેડયાછે અને તયાંથી પાછા ફરતાં "છેલબટાઉનો" નાટક જોતા આવશું.

સોલી—તો બોલની મારા ભાઇ તયારનો અચકાયા શાંનો કરતે તો, એ નાટકમાંતો મારોબી જીવ કેદારનો ભરાઇ રહયો છે. પેલી અમીના કેદારનું એ નાટક માટે મારૂં ભેજું ખાઇ જાયછે.

પાલી—યાર તું હજી તે બીચારીનું નામ નહી બદલતો ? તુંને આટલી બધી વાર કહયું કે તેણીને કોઇ પારસણનું નામ આપ. જયારે તેને પોલકો અને પારસણોની સારી પેહેરાવી તયારે નામ આપવામાં શું હરકત છે ?

સોલી—દીકરી હરકત તો માતર એટલીજ કે તે જે નીચ પેસો કરે છે તેવો પેસો કરનારી મારી નેક કોમની કોઇ બાનુઓ નથી તયારે શામાટે તે કોમનું નામ આપી હું મારી કોમને હલકી પાડું ?

પાલી—પણ ભલાં માણસ તયારે પોશાક શાનો બદલાવી મુઓ. પોશાકમાં તો સાંભી આપણી કોમને વધુ એબ લાગેછે. લોક શું જાણે કે "અમીના છે કે આઇમાય ?"

સોલી—ઠીક છે તયારે દોસત, તેંબી ઠીક નામ સુચવયું. આજથી તે મારી આઇ માય, બસ હવે તું ખુશી થયો.

પાલી—નહી દોસત એ નામ મને મુદલ પસંદ નથી. આઇ એટલેબી માય, અને માય એટલેબી માય, તયારે શું એવી નીચ કસકુનમને વારંવાર તારી કોઇ અશો માયને નામે બોલાવતાં તુંને શરમ નહી લાગશે ?

સોલી—પાલી તું એટલો બધો ફીલસુફ કેદારથી થયો ? બોલ દીકરા તયારે તને જે પસંદ પડે તે નામ રાખવાને શેવક તઇયાર છે.

પાલી—મનેતો હાલની ઇંગરેજી ઢપ પરમાણેનું "એમી" નામ ઠીક લાગે છે જેમાં અમીનાનો અરથ સમાયલો છે, વલી પારસણોબી એ નામ રાખે છે અને વલી તે ઇંગરેજોની મડમનેબી મલતું આવે છે. કેમ ઠીક કેની ?

સોલી—"વેરી મચ ઓબલાઇજડ, વેરી મચ ઓબલાઇજડ." ઠીક છે દીયર તારી અરજ મારે કબુલ છે. ઓફીસનું કામ પુરૂં થતાં હું તયાં સાત વાગતા સુધીમાં આવી લાગશ અને પછી આપણે "એમીને" નાટક સારૂં કેમ તેડાવવી તેની ગોઠવણ કરશું.

આટલી ગોફ્તેગો પછી "હાદીદુ" કરીને લુચો પાલી પધારયો. સોલી પોતાની ઓફીસમાં ફેરો મારી આવયો, અને ઘણાંજ અગતનાં કામ ખાતર રાતના સકારે ઘેર આવી નહી શકાશે એવું બહાંણું કાહાડી જે દીવસે પેહેલ વેહેલો પોતાની મોહોરદારની સખત માંદગી પછી તેણીની સાથ જમનાર હતો તે દીવસે પણ તેણીને એખલી અતુલી નાખી ચાલતો થયો.

તેહેમીનાએ પોતાના ધણીના શોખ પરમાણે એ દીવસે "બતકનું બફાત" રંધાવયું હતું. પણ જયારે તેણી એખલી જમવા બેઠી તયારે તેણીએ એ વાંણીને આંગલી પણ લગાડી નહી. આ ભલી બાનુ નોકરોની પોતપોતા વચેની મારામારીને લીધે પોતાનાં માનીતાં ડોસાંનું ભાણું ટેબલ ઉપરથી દરરોજ પોતાને હાથે કરી આપતી હતી પણ આ વેલાએ ડોસાંનાં ભાણાં ખાતર પણ બફાતમાં ચમચો ભોકતાં તેણીના હાથ ધ્રુજયા અને તેણીએ ડોસાંનેજ કહયું કે લેઓ ડોસાં એમાંથી તમારે માટે કાહાડી લઈ "દીશ" રાંધણીમાં મોકલી દેવો. જેમ તેમ અકરવકરે બે બુક ખાધા, નહી ખાધા એવી હાલતમાં તેહેમીના માતર ચંચેરીને ઉઠી ગઈ.

બીજા હાથ ઉપર "સોલી" જે ઘણાં અગતનાં કામને બાહાંણે ગયો હતો તે પેહેલો "ટેમપલ બારમાં' ગયો. તેની સાથે તેના મીતરોમાં "પાલી પખાલી" અને "જમપુ જંગલી" કરીને હતા. તેઓએ પરથમ જતાંના વારમાં એકકી "પેગ" લીધી અને "બીલી યરડ" ઉપર પોતાના હાથ અજમાવા લાગા. તેઓ ઈંગરેજીમાંજ નાલયાં ફેંકતા હતા.

રમતાં રમતાં "જમસુ જંગલી"એ સોલીને પુછયું "કેમ દીયર પેલા "કોઈતાઉનું" દગલા પાટલુનનું બીલ પતાવયું કે હજી તે લફરૂં માથે છે?"

સોલી—કોઈતાઉ કોણ બલેકગારડ? એ "સકાંઉનડરલ"ના બાપને ખાઈ જાઉ તેવો હું છું. બીલમાં દમ શું છે? પાનસો રૂપરદીનું બીલ તે કાંઈ બીલમાં કે? વલી તું શું સમજે છે? એની આખી દુકાંન વેચાતી લેઉ એટલી સેવકમાં હીમત છે.

માહાંભાયગે સોલીની આ લતરાજ તેનો માંગનાર "કોઈતાઉ" પાસેજ બેસીને સમજે છે તેનું તે બીચારાને કશું ભાંન નથી. તે એકજ "પેગમાં" પોપટ બની ગયોછે. આસપાસ કોણ છે તેનું તેને ભાન નથી. કોઈતાઉ પોતાના ધારા પરમાણે નાંખ સુકાયાથી તેની પછવાડેજ "તેમપલ બારમાં" આવયો હતો, અને પોતાને માટે "બલેકગારડ" અને "સકાઊનડરલ" જેવા સખુનો સાંભલી તે મન સાથ એટલુંજ બોલવા લાગો કે "કલ ફજરકુ ઓ કઉવાકુ અમ બોતલાયગા."



## પ્રકરણ ૧૬ મું.



### કોઇતાંઉનું કારસતાંન–તુરંગની સેહેલગાહ–દારાબનો દીલાસો અને મદદ.

"કોઈતાંઉ"ના કસમની સોલીને મુદલબી ખબર નહી હતી. "પેસી પપેટા"ના બપાવાના બાપની ઓગનચાલીશમાં વરસની બાજ ખાઈ, પોતાની રાખેલી "એમી" સાથ "છેલબટાઉ" નો નાટક જોઈ, આખી રાત ગમે તયાં ભમી સવારનાં પાંચ વાગતે સોલી ઘેર આવયો. આવતાંના વારમાં દાતન પાણી કરી સકારેથી ચાહા નાસતો લઈ ઘોડા ઉપર ફરવા ગયો. જતી વેલા કહી ગયો હતો કે હું નવ વાગતામાં પાછો આવીશ, પણ ઉલટમાં

ન ઉલટમાં દુરવેર નીકલી જવાથી તેને પાછો ફરતાં બહુ વીલમ લાગો. આશરે અગીયારે એકને સુમારે આવતાં મેદાંન આગલથી બે તરણ આસાંમીઓએ આવી તેનો ઘોડો અટકાવયો. આ બે તરણ આસાંમીઓમાં એક ઉપલો કોઇતાંકે પોતેજ હતો. બીજો કોરટનો બેલીફ પારસી હતો, અને તરીજો કોઇતાંકેનો એક પરભુ મીતર હતો. સોલીએ કોઇતાંકેને ઓલખયો અને તેના બરડા ઉપર એક ચાબક ચોડોડી કાહાડી પોતાના ઘોડાને એડ મારી આગલ વધવાની વેતરન કીધી પણ પેલા પરભુ મીતરના હાથમાં ઘોડાની રેન આવી ગઇ જે હોજાતોજીથી તેના હાથ મધેથી મુકાવા જતાં તે પરભુની પાઘડીના આંટા તેના પોતાનાંજ ગલાંમાં આવી ગયા, પણ અંતે પેલા પારસી બેલીફે આવી ઘોડાનું મોહો મજબુત પકડી તેને થોભાવયો અને પોતાનાં ખીસાં મધેથી કોરટનું હોકમનામું કાહાડી સોલીને બતલાવયું. આ હોકમનામું કાંઇજ નહી પણ તેને પકડી લાવવાનું "વારંટ" હતું. સોલીએ પરથમ પોતાને ઘેર જઇ તયાંથી "બેલીફ" સાથ આવવાની ઘણી બોહોંસ કીધી પણ પેલા બેલીફ સાહેબના ધયાંનમાં કશું ઉતરયું નહીં. કોઇતાંકેએ માગતાંના અવેજમાં જીન સાથના ઘોડાનો હવાલો લીધો અને "સોલી શેઠ" "બેલીફ" સાથે દેવાદારોની તુરંગ તરફ ચાલતા થયા.

બીજી તરફ ગરીબ બીચારી તેહેમીના સોલીને માટે વાત જોતી બેઠી. નવને ઠેકાંણે દશ, અગીયાર, બાર, એક, બે અને તરણ વાગા પણ સોલીનું ઠર ઠેકાંણું જણાયું નહી. હવે તેણીની ધીરજ રહી શકી નહી. તેણીએ પોતાનાં ડોસાંને સોલીનાં માતબર ફુઇ બંચુમાયને તયાં તલાસ કરવા મોકલયાં. રાધુ મસાલને પાલી પખાલીને તયાં ખબર કાહાડવા દોડાવયો. બાબાજી ઘોડાવાલાને શેઠ દરરોજ કયાં કયાં જાય છે તે સઘલે ઠેકાંણે પુછપરછ કરવાને રવાને કીધો, અને પોતાના ગમે એવા પણ વાહાલા ખાવીંદ માટે અધીરી પડેલી એ છોકરી આખાં ઘેરમાં દેવાંની મીસાલે આગલી ગમથી પાછલી ગમ ફેરા આંતી ખાવા પડી. એક ઘડી પણ તેણીને એખલી બેસવા ગમયું નહીં. પણ ડોસાં, હમાલ, મસાલ, સઘલા ઠાકી ઠાકીને રાતના સાત વાગતા સુધીમાં શેઠનો કશો પણ પટો મેલવયા વગર પાછાં ફરીયાં અને એવીજ બેતેજારીમાં આ કમનસીબ--ખરેખરી અભાગયાં નસીબની—કોમલ બાનુએ બીજા બે દીવસ પસાર કીધા પછી તેને સોલી તરફથી સુખડ પેને ઘણા હાલહવાલ દસકતે લખેલી એક ચીઠી મલી, જેમાં તેણે પોતાને લગતી ઉપલી વીગત ટુંકમાં જણાવી હતી અને અરજ કરી હતી કે જો કોઇ તેનો જામીન થશે નહી તો તેનો છુટકો થવાનો નથી. આ નવી આફતથી તેહેમીના નવી ચીંતામાં આવી પડી. કોઇતાંકેનું કરજ તો માતર પાંચસો રૂપયાનું હતું પણ તેને જોઇ બીજા તરણ ચાર હજારના માંગનારાઓ ઉલટી પડવાની તઇયારીમાં હતા. તેમનાં પચાશ હજારનાં ટરસટ મધેથી માન માન દર માસે દોઢસેનું પણ વયાજ પુરૂં પાધરૂં મલી શકતું નહી હતું અને તે તો સોલીના ઉડાઉ ખરચ આગલ ચટણી થઇ જતા. પચાશ હજારની બસેરા મધેથી એક ઘેરના ઠાબલાં સીવાય તેણે સઘલી રકમની ધુલધાંણી કીધી હતી, અને તે ઉપરાંત ઓફીસની સરૂઆતની જે સારી કમાઇ થઇ હતી તે પણ ખુવાર કીધી હતી. હવે છુટકારાનો બીજો કશો ઇલાજ નહી હતો. પોતાના ખાવીંદ ઉપરની આ નવી વીપતીને લગતી ચીઠી મલતાં ગરીબ તેહેમીનાનું ધયાંન પોતાનાં મીઠાંમાસી અને દીનીમાસીના દારાબ ઉપર ગયું. તેણીએ મીઠાંમાસી પાસ આવે પરસંગે મદદ માંગવાની આનાકાંણી કીધી કેમકે તેઓની શીખામણ નહી માનીને તેમની મરજી ઉપરાંત હુજત કરીને એ છોકરી સોલી સાથ પરણીને ફસી હતી એટલું તે હવે સમજવા લાગી, અને હવે મીઠાંમાસી તરફના તાણા ટપલા તેણીથી કેમ બરદાસત થઇ શકશે એવા અંદેસાથી તેણીએ પરથમ દીનીમાસીના દારાબ પાસેજ મદદ મેલવવાનો

ઠરાવ કીધો. બપોરનો વખત હતો અને દારાબ પોતાના ધંધા ઉપર ગયલો હોવો જોઈયે એમ વીચારી તેહેમીનાએ પોતાને હાથે એક ચીઠી લખી માણસને શેર બજાર તરફ ધસયું દોડાવયું. તે વેલાએ સરકારી નોટોનો મોટો સટો ચાલતો હતો, અને દારાબ જો કે પોતે ગાંઠનો સટો કરતો નહી હતો તોપણ તેના ઘરાકોમાં કેટલાક મોટા મોટા સટોલી યાઓ હતા, અને તેમના વહીવટથી ગરીબ બીચારા દારાબને તયાં ટંકસાલ પડતી હતી એટલે તેને આવે પરસગે મુદલબી ફુરસદ નહી હતી, તે છતાં તેહેમીના તરફનું માતર ભરમ ભરેલી રીતે લખાયલું પતર મલયાથી તે વીચારમાં પડયો. તેહેમીએ પોતાની ચીઠીમાં માતર એટલુંજ લખયું હતું કેઃ—

પયારા ભાઈ દારાબ,

જેમ બને તેમ બોલ બોલતાંમાં આ ચીઠી મલતાં મારી તરફ નીકલી પડજો, મને તમારી પુશકલ અગત પડી છે, હું વધુ કશું લખી શકતી નથી. હાલ એજ અરજ.

લા૦ તમારી તાબેદાર તેહેમી.

દારાબ આ પતરથી ઘણો ગુચવાયો. તેના હાથમાં બે તરણ મોટા સોદા હતા, તે છોડીને તો જવાયજ નહી. જો તે જાય છે તો એક કલાક બે કલાકમાં તેને ચારસો પાંચ સોનું નુકશાન થાયછે તોપણ તેનો જીવ માનયો નહી. તેણે એક વીશવાસુ ઓલખીતા દલાલને શોધી કાહાડયો, પોતાને અસતકના સોદા કાંઈક સમજુતીથી તેને સવાધીન કીધા અને ધસયો તેહેમીનાનાં ઘેર તરફ નીકલી આવયો.

આવતાંના વારમાં તેણે ખુશ મીજાજથી પુછયું "કેમ બેહેન, આજે કાંઈ મુજ ગરીબને યાદ કીધો ? તબીયત તો સારીકાંની છેની ? કેમ તમારા સોલી શેઠ કયાં છે, તેવણ તો ઓફીસમાં રોકાયા હશે ?"

તેહેમીના—ભાઈ દારાબ, આજે તમે મારા ભાઈની ખરી જગો રાખોછો, મારૂં દુઃખ રડવા માટે અતલગનું તમો સીવાય હવે મારૂં બીજું કોઈ નથી. મેં માસા માસીનું કહયું નહી માનયું, અને તમો ભાઈને પણ મેં તુછકારીયા તેની ગોયા સજા થતી હોય એ પરમાણેનાં દુઃખોનો મારા ઉપર વરસાદ વરસે છે. છતે પઈસે ટકે મારી શું કમબખતી લાગી કે એ પરમાણે હું ફસી ? ઓ ખોદા આવી સખત માંદગી મધેથી તેં શા માટે મને સાજી કીધી હશે. હું મુઈજ હતે તો કેવું સારૂં ?

આ પરમાણેનું બોલી ગરીબ તેહેમીના રડવા લાગી, તેણીના સફેદ બરફ સરખા ગાલો ઉપર બીલોરી દાણાંના સરખાં આંસુઓ તપકવા લાગાં. તેણીની કાલી ભમર સરખી આંખો રતાશદાર થઈ અને એ વેલાનો તેણીનો શોકાતુર ચેહેરો ગોયા નવીજ તરાંહની ખુબસુરતીથી પરકાશવા લાગો.

દારાબે તેણીને ધીરજ આપી. તેણીની પાસે બેશી ધીરજ અને મીઠાશથી તેણીનાં દુઃખનું કારણ પુછયું અને તેણીએ સોલી તરફથી મલેલી પેલી ચીઠીજ એમની એમ દારાબના હાથમાં મેલી.

દારાબે તે વાંચી અને તે એટલુંજ બોલયો કે "હાથે લછમી અને પગે અવર" તે પરમાણે બેટીબાપ એ પોરીયા પાસે આવો ઉતમ હુનર છે, આવો નામીચો ધંધો છે તયારે ખોદા માલમ કે એને એવી તે શું અવર લાગીછ કે કરજમાં ને કરજમાંજ ડુબતો જાય છે ?

તેહેમીના—ભાઈ દારાબ, જે બની તે તો બની, પણ મારા સોલીના છુટકારાનો કાંઈ રસતો બતલાવો. મારો વાહાલો તયાં ભુખો અને તરસીઓ તગણ તરણ દીવસ થયા કેવો તવલતો હશે ? ખોદા માલમ કે તેને માટે સુવા બેસવાનું બીછાંણુંબી હશે કે નહી.

અરે મુઈ હું, હું અતરે મેહેલમાં વશું અને મારો ખાવીંદ, મારો જીવ, મારૂં જીગર તુરંગની વેદના ખમે તે મારાથી કેમ દેખી શકાય? મારા સોલીનો કાંઈબી છુટકો કરો અને નહી તો હું પણ તેની આગલ જઈને પડીશ. મારાથી તેના વગર આ ઘેરમાં યા બીજે કેઠબી એખલું વસાવાનું નથી. "જયાં મારો ધણી તયાં હું." તેને ખાતર. દોજખ માંબી જવાને હું તઈયાર થઈશ, તેના વગરનું બેહેસત પણ મને અકારત છે. સોલી, સોલી, ઓ મારા સોલી એ તુંને શું સુજ પડયું? ભાઈ દારાબ, જાવો, કાંઈબી કરીને મારા વાહાલાને લાવી આપો, હું તમારી ઉપરથી બધી મરી જવશ. તમારૂં હેશાંન કદી નહી ભુલશ.

દારાબ—તેહેમી, તેહેમી, જરા ધીરજ તો ધર. એટલી બધી ઘભરાયછ શાંની? એ કાંઈ ફોજદારી તુરંગ બુરંગ સમજેછ કે? આજે ભલા ભલા ધનેતરો દીવાંની તુરંગમાં પોહોરો ભરી આવે છે અને વલી તયાંની મોજને સદા યાદ કરે છે. તું કશી ફીકર ના કર, આપણા સોલીના એક બાલનેબી ઈજા થવાની નથી. એ તો સારૂંજ થયું કે તેને એટલી ચાંનક પડી, અને હવેથી ઉદાઊપણું ચલાવતાં જરા હાથ ખાંચશે. તું કાંઈ ઘભરાના માતર બીસાદ તો પાંચસો રૂપરડીનીજ કેની? કાંઈ ચીંતા નહી, જો કે હું કાંઈ ઘણો માતબર નથી, પણ તારા સરખી બેહેનનાં નામ ઉપર એટલા ખુરબાંન કરવાને હું તઈયાર છું. પણ તે કયારે કે જયારે તું મારૂં કહયું કરે તયારેજ.

તેહેમી—બોલો, બોલો, ભાઈ દારાબ તમે જે કહેશો તે મારે કબુલ છે. તમે એટલા ભલા, પરમારથી અને નેક છો કે મારી પાસે કોઈ પણ જાતની અનઘટતી કબુલાત તો લેશોજ નહી.

દારાબ—ઠીક છે તયારે હું અહીં બેઠું છું અને તમે માગં દેખતાં આએ તમારૂં રડેલું બલેલું મોહું ધોઈ નાખી ભોણું મંગાવીને પેટ ભરીને જમો. તમારા દેખાવ ઉપરથી મને લાગે છે કે બે દીવસ થયા તમે અનપાણીનું નામ નથી દીધું, અને એવા ભુખમરાથી તમારી નાજુક દેહેને વધુ નુકશાંન થશે. માણસ ઉપર ગમે એવું દુઃખ પડે તો તે ખોદા તરફથીજ આવેલું વીચારી આપણને તે ધીરજથી સહન કરવુ જોઈયે અને ગમે એટલાં દુઃખથી હાથે કરી ભુખે મરી પોતાની તંદરોસતીની ધુલધાંણી કરવી નહી જોઈયે. ઉઠો, બેહેન વેકો, અને મેં કહયું તેમ જયાં સુધી તમે જમશો નહી તયાં સુધી હું અતરેથી ઉઠનાર નથી.

તેહેમી—પણ ભાઈ દારાબ, મારાથી એમ કેમ બને? હું કસમ ખાઈને કહું છું કે હું કાંઈ તદન ભુખી નથી. મેં મોટું કપ ભરીને ચાહે પીધી છે, અને માતર ચાહેથીજ મને પુશકલ ધીરવજ રહે છે. મેં એક પાંઉની કાતરી ખાવાની ઘણી કોશેશ કીધી પણ તે મધેથી એક બુક પણ ગલે ઉતરી શકતો નથી. બસ જે ખાવુંછું તે મોઢાંમાં કુંચો થઈને રહી જાય છે. મારા સોલીના દીદાર જોયા વગર મને બીલકુલ ભુખ લાગી શકવાની નથી.

દારાબ—ઠીક છે તયારે તમે છો અને તમારો સોલી છે, જયારે તે આવે તયારેજ ખાજો, હું કાંઈ વચે પડવા માગતો નથી.

તેહેમી—(દારાશાહના પગ આગલ ગુઠણ મડયે પડીને) દારાબ, દારાબ, તમે એટલા સંગદીલ કેમ? તમે છોડવશો તોજ મારા સોલીનો છુટકો થશે. અરે મુઈ હું "ટરસટ"ની કરતી આજે જો એટલા રૂપયાબી મારા હાથમાં હોતે તો તમો જેવાઓની દરકાર કરયા વગર હું પોતેજ જઈને મારા ખાવીંદને છોડવી લાવતે.

દારાબ—તે તો ખરી વાત, પણ સોલીએ તેબી બાકી રાખયા હતે તયારેજ કેની? ના, ના, ઘેલી બેન એ તો કાંઈ તુંને સારૂંજ સુજયું કે તેં ટરસટ કીધું, નહી તો

આજે ખાવાનાબી વાખા પડતે. પણ હવે જે થયું તે તો થયું, બોલ તું શું કહે છે. તું જમી લેછ કે નહી? ચાલ બેક તુંને ભુખ નહી લાગી હોય તો મને ભુખ લાગી છે માટે મારે માટે ભોણું મંગાવ અને આપણે સાથે જમી લેઇ બેઉ જણાં સાથેજ તારા ધણીના છુટકારા માટે જઇયે.

આ વાત તેહેમીનાનાં ધ્યાંનમાં ઉતરી. તેણીએ ઝડપથી ભોણું મંગાવયું, અને દારાબને માટે બપોરના ધારા પરમાણેના ચાવલ ઉપરાંત આખી દારનાં ઈડાં કરાવયાં, મુરઘો કાહાડયો, ઈતયાદી સારી "મેનીજ" કીધી, પણ દારાબ બપોરનાં કોઈ દીવસે જમતો નહી હતો. દરરોજ સવારે દશ વાગતેજ તે ચાવલ ઈતયાદી ખાઈને ધંધા ઉપર જતો હતો તોપણ પોતાને બાહાંણે તેહેમીનાને જમાડવાની તેની મકસદ હતી એટલે તે પોતે પણ ચંચેરવા બેઠો અને બોંહોંસ ઉપર બોંહોંસ કરી તેહેમીનાને પેટ ભરતું જમાડી.

જમી રહયા પછી એક ભાડેની "વીકટોરયા" કરી તેઓ દીવાની તુરંગ તરફ પધારયાં. તેમને જોતાંજ સોલીએ પોતાનું મોં છુપાવયું, તેનાથી નીચેથી ઉંચે જોવાઈ શકાયું નહી. આસેપાસેનાઓની કશી પણ દરકાર વગર તેહેમીના "મારો સોલી, મારો સોલી" એ પર માણે પોકારી તેને વલગી પડી અને ઝાર ઝાર રડવા લાગી. તેણીનાં આ દુઃખથી સોલીને પુશકલ દુઃખ લાગું. તેણે મન સાથ ઠેડાવ કીધો કે અગરજો કશાંને ખાતર નહી તો આવી એક કોમલ, નીરદોશ, નાજુક નારને ખાતર તેણે સુધરવું જોઇયે. પોતાના ભીતરનો આ પસતાવો તેણે બોલેબોલા એકરારથી તેહેમીનાને કહી સમજાવયો અને પવીતર કબુલાતથી બી તે બંધાયો કે હવે પછી તેણે ફરીથી કબી પણ એવું ઉડાઉપણું ચલાવવું નહી આવી કીસમના સખત પશચાતાપ વચે સોલીનાં કરજનો દારાબ જામીન થયો અને તેને છોડ વામાં આવયો. સોલીના એ પરમાણેના છુટકારા પછી દારાએ ધણી ધણીયાંણીના અતીશંત ઉપકાર વચે તયાંથી રૂખસદ લીધી અને આ અભાગયાં નસીબનાં માટી બઈએર તેજ ભાડેની "વીકટોરયા"માં પોતાના મુકાંમ તરફ પધારયાં. ઘેર જઈ પુગતાં તેમને સોલીના માતબર કુવાનાં અચબુચાં મરણની ખબર મલી. આ કુવા જેટલા માતબર તેટલાજ બચ રવાલ પણ હતા, તે છતાં સોલીને માટે પોતાના વીલમાં પાંચ હજારનું નામ પાડી ગયા હતા, પણ એટલા વારસા છતાં સોલીને આ માતબર કુવાનાં મરણથી મોટું નુકશાન થયું હતુ, કેમકે તેવણ પોતાનાં ધણીયાંણીને કાંઈ પણ રોકડું આપયા વગર માતર બસો રૂપયાનો મહીનો અપાવી ગયા હતા જે રકમ તે બાઇ સાહેબના ખરચ આગલ બીસાદ વગરની હતી. આ માતબર બાઈ પોતાના ધણીની હઈયાતીમાં સોલીને સોનાની ચલો સરખાં થઈ પડયાં હતાં પણ ધણીનાં આ અચબુચાં મરણ પછી બસોના મહીનામાં તે બાઈનું પોતાનુંજ પુરૂ થશે કે નહી તે માટેબી શક હતો.

પોતાના કુવાના વારસામાં મલેલા પાંચ હજાર મધેથી સોલીએ પોતાનું સઘલું કરજ પતાવયું, અને અતીશે પસેમાંની સાથ તેણે પોતાની ધણીયાંણી સાથ નવેસરથી એક સુખવાસી જીંદગી સરૂ કરવાનો ઠેડાવ કીધો.



## પ્રકરણ ૧૭ મું.



## ચાર વરસ પછીનો રાહાધાત—શેઠ જેવાને તેવાજ.

ઉપર મુજબના રડાકુટાનાં ચાર વરસ વહી ગયાં, પણ સોલી બીલકુલ સુધરયો નહી. મુંગે મોહોડેની ગરીબ તેહેમીનાએ સઘલું ચુપકીદીથી ખમયું પણ જેમ જેમ તેણી મુંગે મોહોડે ખમતી તેમ તેમ ચંડાલ સોલી વધુ અને વધુ આડે મારગે જતો, વધુ ઉડાઉપણું

ચલાવતો, વધુ અનીતીઓમાં અટવાતો અને છેલ્લે—ચાર વરસની આખેરીએ—મામલો એવો થઈ પડયો હતો કે તેને અંગરેજ બજારનું પોતાનું ખરીદેલું ઘેર વેચી નાખી ખેતવાડી ખાતેનાં એક નાનાં, ગલીચ અને બધી વાતે અગવડ ભરેલાં ઘેરમાં જઈ રેહેવું પડયું હતું. ગરીબ બીચારી તેહેમીનાની હરૂસે સોલીએ છુપા છુપ પોતાનું અંગરેજ બજારનું ઘેર મારગેજ મુકયું હતું પણ તયાર પછી તે ઉપર કહડાવેલાં નાણાંનું વીયાજ વતીક બરોબર ભરી નહી શકાયાથી ખોટે પડીકે મારગેજ લેનારે તે ખરીદી લીધું હતું.

ધંધો—બેઅકલી સોલીનો હીરા જેવો ધંધો—લગભગ પડી ભાગો હતો; અને તેના બે મેહેતાઓ મધેથી એકને રજા આપી બીજા એકનેજ માતર નામને ખાતર રાખયો હતો, તેના પગારનુંબી કશું ઠેકાણું નહી હતું, તોપણ આ ગરીબ કારભારી પોતાની મુફલેસી અને બીજી નોકરીની ખુટને ખાતર ગરજનો મારયો સોલીને તયાં પડી રહયો હતો.

સોલીનાં આબરૂદાર સગાં વાહાલાંઓ અને તેના દોસત આસનાવોએ તેની બુરી ચાલચલગુથી લજવાઈ સદનતર તેને તજી દીધો હતો. તેનું આખું ખાનદાન તેના ઉપર લીયાંનત વરસાવતું હતું. એક પણ આબરૂદાર દોસત યા ખેસીએ તેના સાથ કશો પણ વેહેવાર રાખયો નહીં હતો. કેટલાંકોને મનસે તો તે મુવેલોજ હતો. જેમ બાપીકી તરફના ખેસીઓ તેમજ સાસરી તરફનાં સગાંઓ પણ તેને ઝાઝું કોયું આપતાં નહી, કેમકે તેની ચાલજ એવી હતી કે સેહેજ કોયું મલતાં ઉંચી પાઘીનાં ઉપર તેનું ધાંન પેહેલું દોડતું, અને જેમનું એકવાર કાંઈ પણ લીધું તે પાછું ફેરવવાનોતો તેનો ધારોજ નહી હતો. મીઠાંમાસીના એકવારના હજારનું વીયાજ તો જાને બલી ગયું પણ મુદલે મુદલ પણ સુવા ડવામાં આવયા હતા. દીનીમાસીના દારાબ તરફની વખતે વખતની મદદોનો સોલી તરફનો બદલો અને આભાર ભાત ભાતની ગાલો અને હલકા બેહાઈ ભરેલા સખુણોથીજ વલી રહેતો હતો.

ચોતરફની આવી સંકડાસ ભરેલી હાલતથી સોલીનો સવભાવ, જે આગલ કોઈબી રીતે સારોતો હતોજ નહી તે છેક રદ થઈ ગયો હતો. તેની એકકી બુમ આખાં ઘેરનાં ભરભાડુતોને બીવરાવતી. તેની એકકી ચીસથી કરીને મોહોલાના લોકો ચોંકીને તરાહે તરાહે કરતાં. તેની એકકી બરાડથી ફાલ ઉપર ફાલ ખાઈ ગરીબ બીચારી તેહેમીના અધમુઈ અને સાવજ સરખી થઈ ગઈ હતી.

ગરીબાઈએ તેમના ઘેરમાં પોતાનું ઘેર માંડયું હતું. મુફલેસી ચોતરફથી તેમને દોલા ઘુરકતી, અને મુફલેસી સાથ સદાનો સંબંધ રાખનાર કંગાલયતપણું ઘેરને ખુણે ખુણે અને જગે જગ જણાતું. એક બાહોશ ખજાંનચીને જેબ દીયે એવી બાહોશી સાથ ગરીબ બીચારી તેહેમીના આવક અને ખરચનું પરમાણ સમતોલ રાખવાની તરેહવાર કોશેશ કરતી, પણ તેણીનો અભાગયો ખાવીંદ દરેક વાતે વચે આવી તેણીની ગણતરી અને ગોઠવણોને ઉંધી વાલતો. પચાશ હજારનાં વીયાજ મધેથી હવે તેમને ભાડું ભરવું પડતું, અને એક બચાં સાથ બે જીવ માટે તે વયાજની રકમ છેકજ નજીવી નહી હતી, તો પણ તે વયાજ આવે તેની આગમજ તેની આશા ઉપર સોલી મનભાવતા ખરચો કરતો, અને વયાજનો મોટો ભાગ તો એકલપેતી મોજ ખાતર તે પોતે છીણવી લેતો એટલે પછી ગરીબ તેહેમીનાને ગમે એટલી હાયવાય સાથ ઘેર ચલાવવું ઘણુંજ મુશકેલ થઈ પડતું. આ મુશકેલી એટલી બધી હતી કે પોતીકા પીતા તરફથી એક લાખનો વારસો મેલવનાર એક વખતની આ ભાયગશાલી બાનુ પોતાનાં એકપુરાં ફરજંદ માટે એકાદ આયા યા પોરીઓ વતીક રાખી શકી નહી. હાલના જમાનાની બાનુઓના "ફેશનએબલ" પોશાકો તો જાણે બલી ગયા પણ તેણીની પાસ બાહાર જવે આવવે પેહેરવા લાયક સોજી સારીનુ

પણ નામ નહી હતું. સદરા માથાંખાંનાં બાપીકે ઘેરથી જે તે બીચારી પોતા સાથ લાવેલી હતી તેજ સીવી સાંધીને ચલાવતી હતી. તેણીનાં પગમાં તરણ વરસની તરણ થીંગરાં સાથની એક જુની સપાત હતી. તેણીની લઠડતી તંદરોસતી ખાતર તેણીને ડાકટરોની આંગમાં હંમેશાં ફ્લાલીન રાખવાની ઘણી તાકીદ હતી, પણ તે ખરીદવાની પણ તેણીની પાસ કશી જોગવાઇ નહી હતી. લગનનીજ કસતી હજી તેણીનો કંમરે હતી. પણ તેણીની એ સઘલી વીપતીની સોલીને જરાબી ખબર હતી? નહી, બીલકુલ નહી, બસ તેની પાસે તો માતર એકજ વાત હતી, અને તે એકે "બસ લાવ, લાવ, અને લાવ." સવારને પોહોર ઉઠી વસીદે મોહોડે તે બીચારીના દમ ઊપર ઉભો રહી કોઇવાર પાંચ રૂપયા ઓકાવતો. બપોરી વખત જાણે જીવ ઉપર કેવી એક ધાર આવી હોય તેમ હાંફ્તો ઊંફ્તો આવી દમમાંને દમમાંજ બોલતો "તેહેમી એક દશ રૂપયા કાહાડી આપ." સાંજે કલબમાં ખાવા જવાનો ફી તેહેમી પાસ મુકાવતો, અને રાતે નાટકશાલા ગજાવા અને પીથાંઓની ખબર લેવાનો દંડ પણ ગરીબ બીચારી તેહેમીનેજ ભરવો પડતો. પણ આ ફ્રેસતાઇ ખસલતની બાનુ પોતાના ધણીને એકબી વાર ના પાડવાની હીમત ચલાવી શકતી નહી. ગમે એવા કમબખ્ત ભરથારને કોઇ પણ રીતનો ઠપકો આપવાની તો તેણીની ચાલજ નહી હતી પણ પતાવી સમજાવીને બે બોલ કહેવાની પણ હવે તેણીનો હીંમત ચાલી શકતી નહી. ભોગચોઘડયે કોઇવાર જો તેણીના હાથમાં કાંઇપણ ફાલતુ નાણું આપવા જોગ નહી રહેતું અને તેવી વેલાએ સોલી તરફ્ની માગણી આવતી તયારે તો એ ગરીબ બીચારીનાં તદનજ કમબખ્તી થતી. નહી તેણીથી હા બોલાતું કે નહી ના પડાતું, તે બીચારી દગાઇને લાકડાંની મીસાલ જોયા કરતી. એવી વેલાએ તેણી ઘણીવાર પોતાનું મોહોત માંગતી, જમીનનાં પેતાંમાં જીવતાં જીવત દતાઇ જવા માંગતી. પણ પેલો રાખસ દેવ—હેરેમન તેણીની આ મુશકેલો કોઇબી રીતે સમજી શકતો નહી. જરાબી વીલમ લાગો, જરાબી આંનાકાંની જણાઇ કે તેનો તો જીવજ નીકલી જતો. એક ફાડીખાંનારાં જંગલી વરૂ યા સીંહની મીશાલ તે વીકરાલ દોલા કાહાડી, પોતાના બેદોલ દાંતો કચ કચાવી, પોતાના સીહા હોઠો પીસી તે બીચારીનાં આંગ ઉપર ધસતો, અને કોમલ ઓરત જાત તરફ્ની કશી પણ શરમ યા મરીયાદા વગર પોતાનાં પાપી મોહો મધેથી બે હાઇ ભરેલા નજીસ બોલોનો મનભાવતો વરસાદ વરસાવતો.

આવી આફ્તકારક અવસતામાં એક તરફ જયારે ગરીબ તેહેમીના ઘેરમાં એખલી ઝુરી પોતાનાં દુઃખ ઊપર મુગે મોહોડેનો બલાપો કરતી તયારે બીજી તરફ તેણીનો ઘાતકી ભરથાર આખા આખા દીવસો "બીલીયરડ" અને પાનાના જુગાર ઉપર અને આખી આખી રાત પોતાના સરખા છકેલ દોસતોની એક હલકી "કલબમાં" પસાર કરતો હતો.

પોતાનું તન, મન અને ધન આવા ધણી ઉપર ફીદા કરનારી બાનુની હાલત કેવી હોવી જોઇયે તે માતર વીચારી લેવું જોઇયે. પોતાના ખાવીંડના આવા હેવાનીયત ભરેલા ખવાસથી તેણીનાં મનનું સુખ સદનતર નાશ પામયું હતું. સદાનાં ઉદાસ મનની અસર ગમે એવાં પીલતન જેવાં તન ઊપરબી થયા વગર રહે નહી તો પછી એક નાજુક અબલાનાં નાજુક તનને પીલી નાખતાં કેટલો વખત જોઇયે? ધનથી તો તદનજ તે ખુવાર થયલી હતી. તેણી વરસો સુધીના એ રીતના બલાપા અને હાડમારીથી તવાઇને ગુરા સરખીજ થઇ હતી. જેઓએ આગલ તેણીને "બફેનાંની બરણી" અને "અચારના ઘડાનુ" નામ આપયું હતું તેઓ જયારે આજે તેણીને જોતાં તયારે અજબ થઇને પુછતાં કે "તેહેમી છેકજ એવી બાંબુના સોતા સરખી કેમ થઇ ગઇ, કાંઇ ખાયછે કે નહી." પણ

અફસોસ, તે ખાતીજ કયાં હુતી ? તેણીની ભુખ સદનતર ગુમ થઇ ગઇ હુતી. અકરવકરે ખાધું, નહીં ખાધું એવી રીતે તે ચલાવતી, અને પાસે કોઇ જોનાર યા બોંહોંસ કરનાર ઉંમરે પુગેલું સગું વાહાલુંબી નહી હતું કે જે બોંહોંસ કરીને શકતીનો ખોરાક યા દવા દારૂ અપાવે.

એવા હેવાનયત ખસલતના ખાવીંડને વસ પડયાથી તેણીનું નાજુક દીલ તદન તુતી ગયું હતું. તેણીની નીરાશીનો પારજ રહયો નહી હતો. સોલીનાં સુધરવાની આશા હવે તેણીને બીલકુલ રહી શકી નહી. તેણીની આશામાં આરા રાત દીસના આજાબ અને સંકતો મધેથી પોતાના પવીતર આતમા અને કોમલ બદનને છોડવવાનીજ હુતી.

પોતાના પેદા કરનાર ઉપરના સંપુરણ ઇતબારથી તે સઘલું ગુપચુપ ખમતી. ગમે એવાં સંકત, જુલમાત અને ગેરઇનસાફી છતાં એક ખરી નીમકહુલાલ મોહોરદાર તરીકેની પોતાની હોરમતને કોઇબી રીતનો કલંક લગાડવાને તે ખુશી નહી હતી. ગમે એવા છાકતા, છકેલ, અને દુશત ચાલના ખાવીંદની તે એક પતીવરતા મોહોરદાર હુતી અને પેલી જેહાંનનાં સુખ ઉપરનાં એકીન ખાતર આ જેહાંનનાં ગમે એવાં દુ:ખો આ સબુરીવાલી નાર મુગે મોહોડેજ ખમતી હુતી.

——oo-:o:-oo——

## પ્રકરણ ૧૮ મું.

——◇——

## જીવતાં જીવતની એક સોખ.

સોલીનો ધંધો લગભગ પડી ભાગો હતો, તોપણ તેને અવારનવાર સેહેજસાજ કામ મલતું. કોરટ દરબારને લગતું કામકાજ બીલકુલજ નહી, પણ લોકોનાં ખાંનગી ખત પતરો અને તરેહવાર ધારા સબંધી દસતાવેજો તઇયાર કરવાને લગતું કામકાજ તે કોઇ કોઇ વાર ભરભલામણથી મેલવતો. આ કામ માટે તેણે માતર એકજ કારભારી રાખેલો હતો. પણ માઠાં ભાયગે તે કારભારી જેટલો ગરીબ અને ગરજાઉ હતો, તેટલોજ કામની સમજ ધરાવનારો, અને બાહોશ નહી હતો. સોલીથી પોતાનાથી તો તે કામ ઉપર ઝાઝું ધયાંન અપાતું નહી તે છતાં ઉપલા કારભારીને હાથ બરાબર વખતસર અને પુરતી સફાઇ સાથ ટુંક વખતમાં મોટા મોટા દસતાવેજો તઇયાર થયલા જોઇ સોલી ઘણીવાર અજબ થતો. ગમે તેવો તે છકેલ અને બુરી ચાલનો હતો, તે છતાં પોતાના કારભારીની ઝડપ, સફાઇ, અને બાહોશી જોઇ તે તેને શાબાશી આપતો, પણ વાંચનાર શું તું માનશે કે એ શાબાશી જો કોઇનેબી ખરેખર લાયક હોય તો તે આપણી મુંગે મોહોડેની ગરીબ, રાંક, અને શીખેલી ભણેલી તેહેમીનાનેજ લાયક હુતી. તેણીએ ઇંગરેજી ભાશાની ઊંચામાં ઊંચે દરજજેની કેલવણી લીધી હતો તે તો હું વારતાની સરૂઆતમાંજ જણાવી ગઇ છું. તયાર પછી સંસારનાં સંકટો અને ભુંડા ભરથારની પીદાકારીઓ આગલ જો કે તેણીએ પોતાનો અભીયાસ છોડી દીધો હતો તોપણ જયારે તેણીની નાણાં સંબંધી આપદાઓ વધવા લાગી, ધણીની કમાણી ઘટવા લાગી, તેનાંથી ધંધા ઊપર ધયાંન આપી શકાયું નહી, અને ધંધાને લગતાં કામકાજની બુમાબુમને લીધે ઘરાકો નારાજી થઇ બીજી તરફ જવા લાગાં તયારે પોતાના ખાવીંદની હરૂસે આ ભલી બાનુએ તેને બની શકેતો ધંધામાં થોડી ઘણી મદદ આપવાનો ઠેડાવ કીધો. વાંચનાર જાણે છે કે આગલ ઇંગરેજ બજારનાં ઘેરમાં જયારે તેઓ રહેતાં હુતાં, તયારે રહેવાનું મુકામ અને

ઓફીસ બેઉ એકજ ઠેકાણે હતાં, જે તકનો લાભ લઈ આગલા કારભારીઓ પાસ તેણીએ જોઈતા દસતાવેજો અને ખત પતરો કેવી રીતે નકલ કરવાં, તે શીખી લીધું હતું, અને જયારે તેણી રાતનાં એક એક અને બબ્બે વાગાવેર પોતાના ભરથારને માટે વાત જોતી બેસતી હતી તયારે આલસાઈમાં એબ્બસી બેસવાને બદલે આખી આખી રાત વેર બેસીને મોતીના દાંણા સરખા સરસ અક્ષરે તે ચીતર ચીતર કરતો હતી. ઘેરબાર વેચાઈ સતાઈ ગયા પછી જયારે તેઓ ખેતવાડી જઈ રહયાં, અને જયારે નાણાં સંબંધી વધુ કંગાલીયતપણાંએ તેઓ ઉપર હુમલો કીધો તયારે પણ તેણીની તરફની એ જાતની મદદ ચાલુજ રહી હતી.

ખેતવાડી જઈ રહયા પછી સોલીએ ઈંગરેજ બજારમાં પોતાની ઓફીસ માટે માતર એકજ નાનો ઓરડો દશ રૂપયે ભાડે રાખ્યો હતો. આ ઓરડાની ચાવી તેમજ શેઠ પાસે હોકમ લેવા તેનો કારભારી દરરોજ સવારે સોલીને તયાં હાજરી આપતો અને તેજ પરમાણે સાંજે પાછો ચાવી આપી જતો હતો. સોલી શેઠ ઘણું કરીને સવારે પોતાના કારભારીને ઘેરમાં મલી શકતા પણ સાંજે તો તેવણ કોઈ કાલેબી મલી શકતા નહીં. ઘણું કરીને સાંજેજ તે તેહેમીના માટે કામકાજ લેતો આવતો, અને તે છાકટા ખાવીંદની ગેરહાજરીમાં રાત રાતનાજ તે બીચારી પુરૂ કરતી. આવી ઘઘાઈ મેહેનત, ખાધ ખોરાકીની હાલહવાલી, ચાલુ ઉજાગરો, અને અભાગયા ખાવીંદ તરફની અનેક કીસમની જફાકારીઓથી તે બીચારીને હાડમાંને હાડમાં ધીમી તાવ લાગુ પડી. તેણીનો ચેહેરો ફીકો પડવા લાગો, તેણીને ખરાબ જાતનો થાંસો લાગુ પડયો, અને રાત રાતનાં છાતી ઉપરથી થોડું થોડું લોહી પડવા લાગું—અફસોસ, એ સઘલી નીશાંનીઓ માણસ જાતના દુશટ મુદઈ ખઈનીજ હતી.

શું તેણીની આ બારીક હાલતની તેણીના ખાવીંદને જરાબી ખબર હતી ? નહીં, નહીં, લાંબા દીવસોનો એકલપેટી મોજ પછી જયારે મોડી રાતે દારૂમાં ચકચુર થયલો તે ઘેરમાં આવી બેભાન હાલતમાં પડતો તયારે તેની પાસે ગરીબ તેહેમીના આવી લાગી થાંસી થાંસીને લોહી ઓકતી જેનું આ ગાફેલ ખાવીંદને કેમ ભાણ રહી શકે ? રાત રાતનાં તે બીચારી પરસેવાથી ભીંજાઈ જતી અને જયાં વેર હાથ પગ ચાલી શકતા તયાંવેર પોતાને હાથે સદરા ઉપર સદરા બદલતી પણ પાછલથી એટલી બધી તો ઠાકી જવા લાગી કે ગમે એવી તરબોર હાલતમાં કપડાં બદલયા વગર તેણીને સવાર સુધી પડી રેહેવું પડતું.

સવારના ઉઠયા પછી ઊંઘ વગરની આખી રાત ગુજારયાથી તેણી તદન થાકેલી લુસ અને સુસત પડતી અને જો તેણીના ઘાતકી ભરથારના જોવામાં એવી તેણીની હાલત આવતી તો તે ઘણામાં ઘણું એટલુંજ કેહેતો કે "કેમ જીવને ઠીક નહી હોય તો ડાકટરને કાંય નહી બોલાવતી."

આવી તેણીની દુઃખી અને દરદી હાલતનાં સંકટો જાણે બસ નહી હોય તેમ તેણીને ખામખા અપમાન આપી વધુ દુઃખી બનાવવા ખાતર એક દીવસે આ કસાઈના સરખાં ઘાતકી દીલનો ખાવીંદ પોતાનાં પવીતર મુકામ ઉપર પોતાની સાથે પોતાની રાખેલી પેલી અમીનાને લઈ આવયો.

અમીનાએ પારસણ બાનુઓના સરખી સારી, પોલકો, ઈતયાદી પોશાક પેહેરેલો હતો. તેણીના પગમાં વેલાતી બુટ હતાં, માથું માથુંબાના વગરનું તદન ઉઘાડુંજ હતું અને ગમે એવા પોશાકના ઢોંગ છતાં તે જુદદીન સ્ત્રી એક જુદદીન તરીકે તુરત પરખાઈ આવતી હતી. આવતાંના વારમાં સોલી તેણીનું પાંખરૂં પકડી પોતાની પરણેતર પાસે

લઇ ગયો અને બોલયો "દીયર તેહેમી", તમે જો ગુસસો નહી કરો તો હું તમને કહું કે એવણ તમારાં જીવતાં જીવતનાં સોખ છે અને હું ઇચછું છું કે તમો એક બીજાં સાથ કજીયો કંકાસ કરયા વગર એકજ ઘેરમાં સુજી સમજીને સાથે વસો તો કેવું સારૂ ? મારી દીયર એમી કબુલાત આપેછે કે તે તમારાં સુખની આડે આવશે નહી—અને તમે કબુલાત આપો કે તમોએ તેણીનાં સુખની વચે આવવું નહી. તમે જાણોછો તો ખરાં કે હું નાણાંની કેટલી બધી તંગીમાં છું ? તયારે હવે મારાથી બે ઘેરનો ખરચ પોશાતો નથી. બોલ તેહેમી વીચાર શું કરેછે ? એમ છેકજ જંગલી જેવી શાંની થઇ ગઇ ? તું મારી પયારી એટલી ડાહી અને સમજુ છે કે અતયાર સુધી કોઇબી દીવસે તેં મારો હોકમ તોડયો નથી તો હવે પણ તું નાફરમાન થાય એમ હું માનતો નથી. વેરો "એમી દીયર" આજથી મારી "તેહેમી" તમારાં બેહેન બરોબર છે અને તેવણને ખરાં દીલથી ચાંપીને એક કોટી કરો.

આટલું બોલતાં પેલી પાપી સ્ત્રી જેવી તેહેમીનાનાં પવીતર આંગને વલગવા જાયછે કે તુરત તે ભલી બાનુએ ઊઠી તેણીના લાંબા કીધેલા હાથોને એક ઝટકો મારી દુર કીધા અને પોતાનાં કપાલ ઊપર તરાપ મારતી ચીસ પાડીને તે બીચારી પોતાના સુવાના ઓરડા તરફ દોડી ગઇ—ગઇ તેવી બીછાંણાં ઊપર ઊંધે મસતકે પડી અને ઝાર ઝાર રડવા લાગી. "ઓ ખોદા, મુઇ, મુઇ, મુઇ હું શીખેલા ભણેલા ભરથાર સાથ પરણતી. ઓ મીઠાંમાસી મને બંચાવો. ઓ દીનીમાસીના નેક ભલા દારાબ મારી મદદે આવ—ઓ માસી, માસી, માસી, તમારૂં કહયું નહી માનયું તેનીજ શું આ સજા કે ? અરે ખોદા કેવી હું કમબખત કે દારાબનો હાથ મેં ના પાડયો ? આજે કેવો તે સુખી છે અને તેનો હાથ ધરનારી પણ કેવી ચમનમાં રહેછે. મારી શું કમબખતી લાગી. ઊંધે દહાડેનું મને એ શું સુજ પડયું ? નહી, નહી, હવે હું ઝાઝા દીવસ જીવી શકશ નહી. કહાડો, કહાડો, કહાડો, કોઇ કહાડો રે, મારાં પવીતર ઘેર મધેથી એ દહાને કોઇ કહાડો રે. તેણીનું કદર બીહાંમનું મોહ જોતાં મારાં દીલમાં ધ્રુજરી ભરાયછે. ઓ ખોદા મારાં દીલમાં કાંઇ થાય છે—મારાં માથાંમાં એ શું થયું—એ શું થયું—એ શું થયું ? આફ્ત, આફ્ત, મોહોત ! મોહોત ! ઓ મારા બાપ, ઓ મારાં માય મને તેડો રે, તેડો રે, તેડો રે !" એ મુજબ બેભાંનોમાં મોટે સાદે બોલી, બબડી, રડીબલીને તે બીચારી થાકથી બેહોશ થઇને પડી અને તેણીનાં આંગમાં પાછી તાવ ચહડવા માંડી.

બીજી તરફ બેવકુફ સોલી પોતાની દોજકી "અમીના" સાથે ખુશ મીજાજથી વાત ચલાવવા બેઠો.

સોલી બોલયો—તું બીહીના મારી સુંદર "એમી" એ દુકતી પોતાની મેલે ઠેકાંણે આવશે, એના દીલમાં એકદમ ભુત ભરાયો છે તે હું હમણાં કહાડું છું. લાકડાંના દેવને ખાસડાંની પુંજા તેમ સ્ત્રીની જાતને તો "મારમાર" કીધી હોય તોજ તે ઠેકાંણે આવે.

અમીના—નહી, નહી, એટલી શું જરૂર. એ બાઇ જરા મીજાજી અને મગરૂર વધારે લાગે છે તો તેની કાંઇ ચીંતા નહી, હું એના પેટમાં ભરાઇ જવશ કે તેવણ થોડા વખતમાં મારા ઉપરથી ઓવરાઇ પોતરાઇ જશે, તમે કાંઇ તેવણ સાથ વધારે લાંબી ટુંકી કરતા ના, હુંજ તેવણને સમજાવી લેવશ. તમે તમારે અહીંયાં બેસી રહેજો. હું એકલી જઇને તેહેમીનાબાઇને સમજાવી લાવું. એટલું બોલી અમીના ધીમે કદમે તેહેમીનાના ઓરડા તરફ ગઇ, અને ધીમા ઠંડા સાદે જતાં જતાં પોકારવા લાગી કે "તેહેમીના માય, તેહેમીના બેહેન, ઓ તેહેમી, તેહેમી, તમે કયાં છો ?"

એ પરમાણે હાંક મારતી મારતી છેક "તેહેમીનાનાં" પાક બીછાંણા સુધી જઈ લાગી અને તેણીને બેભાંનીમાં પડેલી જોઈ તેણીના સફેદ દુધ સરખા દીદાર ઉપર પોતાનો મડીને રંગનો પાપી હાથ ફેરવતાં તેણીને જણાયું કે તે બીચારી સખતમાં સખત તાવે સસરતી હતી. તુરત તયાંથી પાછી ફરીને સોલી આગલ જઈને તેણીએ કહયું કે "જાઓ શેઠ તમેજ જાઓ, બાઈને સખત તાવ આવે છે અને જઈને ડાકટર બાકટરને બોલાવી તુરત કાંઈ ઊપાય કરો, નહી તો મારે માથે નકામી બદનામી આવશે."

સોલીએ જઈને જોયું તો ખરેખર તેહેમીના તાવે સસરતી હતી, તેણીનો દમ ઘણો ધીમો પણ મુશકેલીથી ચાલતો હતો. તેણીની આંખો બંધ તોપણ આસપાસથી રતાશ દાર થઈ હતી. તેણીના હોઠો કાંઈ બબડતા હોય એમ કોઈ કોઈવાર હાલતા પણ તે મયેથી અવાજ કશો સંભલાતો નહી. આવો રાહઘાત જોઈ સોલીએ અમીનાને પાછી વીદાય કીધી અને તેણીને ભરોસો આપયો કે, "હું તેહેમીનાને પતાવી સમજાવી તુંને બોલાવશ."

અમીના પતયા પછી થોડેકવારે તેહેમીના પાછી સુધીમાં આવી. સુધીમાં આવતાંજ તેણી આસપાસ જોઈ બોલવા લાગી "સોલી, સોલી, પયારા સોલી તમે કયાં છો—મારી પાસે આવો—મને તમારો હાથ આપો—સોલી, સોલી, સોલી—"

સોલી પાસે ઉભેલોજ હતો તે નજદીક દોડી ગયો અને પોતાનો હાથ તેણીના નાજુક હાથમાં મેલયો, જે તેણીએ પોતાના હોઠો ઉપર દાબી પાછલથી બેઉ આંખમાં ચાંપયો અને એક જંગલી જનાવરની મીસાલ પોતાના ખાવીંદ તરફ દયા કરવા જોગ ચેહેરા સાથ તગર તગર જોવા લાગી.

અંતે સોલીનેજ બોલવું પડયું—તેહેમી તારા આંગમાં તાવ છે, તારા જીવને ઠીક નથી. હું પાસેથી અરદેશર ડાકટરને બોલાવું ?

તેહેમીના—નહી, નહી હું સારીકાંની છું, ડાકટરનું શું કામ છે, પેલી ગઈ કે—બસ મને કેહેવો કે પેલી ગઈ અને હું પોતાની મેલે સાજી થવશ.

આ લુચા પણ થાવકા ભરથારે પયારનું ખોટું ડોલ ઘાલી જવાબ દીધો—હા, હા, મારી પયારી તે તો કયારની ગઈ, અને જો તારી મરજી નહી હશે તો ફરીથી હું તેને ઘેરમાં નહી ઘાલીશ.

તેહેમીના—તયારે તો તમે કેવા ડાહાયા ? કેવા ભલા ?

આટલી ગોફતેગો પછી તેહેમીના ઊઠી, ઘેરનોજ કાવો ઊકલાવીને પીવા જણાવયું અને ડાકટરની ફીના નીચ વીચારથી આ ઘાતકી ભરથારે પણ તે વાતના અખાડાજ કીધા.

હા, હા, કેવી ભલી અને સબુરીવાલી નાર ! તેણીને મનમાં તો ઘણુંબી લાગતું હતું તોપણ તેણીએ તુરત પોતાના ખાવીંદ સાથ સલાહ કીધી. તુરત તેનો અજીમમાં અજીમ ગુનાહ અને નીચમાં નીચ બેઅદબી આ ભલી નારે દરગુજર કીધી. જોકે તેણીનાં દીલમાં ઘણું લાગતું હતું કે અરધી અરધીની તે જયારે દરકાર કરતી, પોતાના જીવના શોખોને અનેક વાતે મારી પોતાને જીવે હાયવાય કરતી અને છેલ્લે જયારે રાત રાતના ઉજાગરાથી સખત ઘસડબોરો કરી પોતાના ધણીના ધંધાની હોરમત રાખતી તયારે તેણીના ખરા પરસેવાના પઈસા અને હલાલ મેહેનતની કમાઈ આ બુખખ ભરથાર લાજ અને શરમ વગરની ઊપલી દદા ઊપર છડેચોક ખરચતો હતો.

———:o:———

# પ્રકરણ ૧૯ મું.

## "ટરસટ" ઊપર ધાડ—બેરીસટરનાં મત માટે તઇયારી.

ગરીબ પણ દુઃખી તેહેમીના પોતાના ખાવીંદને તેના ધંધામાં કેવી રીતે સાહય થતી હતી તે હું આગલ જણાવી ગઇછું. એજ પરમાણેની તેણીની મદદ હજી ચાલુ હતી. સોલીનો એકપુરો કારભારી સાંજના ઓફીસની કુંચી આપવા આવતો તયારે જેબી ઓચ રીયાંની નકલ કરવી હોય તે તેહેમીનાને હરૂસે આપી જતો અને રાતો રાત તે બીચારી તઇયાર કરી સવારના તેજ કારભારીને સવાધીન કરતી. એક વેલા એવાજ દસતાવેજો કોપી કરવા સારૂં તેહેમીનાને મલયા અને તેણી ખાણું ખાધા પછી પોતાના ખાવીંદની સરે સતાની ગેરહાજરીમાં પોતાના સુવાના ઓરડા મધેનીજ એક ટેબલ ઉપર બતી લઇને બેસી સઘલા દસતાવેજો ફેરવી જોતાં તેણીના હાથમાં સુખડપેને કીધેલી એક સાધારણ નોંધનું નાનું કાગજ આવયું. દસકત સોલીના પોતાનેજ હાથના તેણીએ પીછાંણયા. આ નોંધ દસતાવેજો સાથ ભુલમાં લવાયલી હતી તોપણ તેણીએ પરથમ તેજ વાંચવા માંડી. વાંચી જોતાં તેણીનો દીલ ભરાઇ આવયો, તેણીએ હાથ મધેથી કલમ કાગજ સઘલું ફેંકી દીધું અને ખુરસી ઊપરજ ગાલે ગલાથો દઈ પા કલાકવેર વીચાર કરવા લાગી.

વાંચનાર આ નોંધમાં એવું તે શું લખયું હશે ? આ નોંધ "બેરીસટર"નાં મતને માટે સોલીએ તઇયાર કીધી હતી. એ મત તેહેમીનાએ પોતીકી બાપીકી દોલત મધેથી પચાશ હજારનું જે ટરસટ બેજીને નામે કીધેલું હતું તેને વીશે લેવાનું હતું. આ ટરસટ વીશે બેરીસટરનું મત લેવા સારૂં સોલીએ આ નોંધમાં નીચલા સવાલો તઇયાર કીધા હતા. પરથમ તો એ કે હાલ બેજીને નામે જેમ ટરસટ કરવામાં આવયુંછે તેમાં સોલી પોતે કેટલી હદ સુધીનો હક ધરાવી શકેછે. તેહેમીનાની હઇયાતીમાં તેણીની મરજીથી તેણીનો હાલનો એ ટરસટ ઊપરનો હક બીજા કોઇ આસામીનાં નામ ઊપર ચહડાવી શકાય કે નહી. જો એમ બીજાને એ હક આપી શકાતો હોય તો તે કેવી રીતે અને છેહ્લે સોલીથી પોતાનો હક કોઇ બીજાને આગમજથી આપી શકાય કે નહી, અગરજો તેહેમીના કબુલ વતીક થાય કે તેણીને તે માટે કશી અડચણ નથી.

આવી કીસમની યાદી વાંચી ગરીબ તેહેમીના મન સાથ બલાપો કરીને માતર એટલુંજ બોલી શકી કે "અરે મારા ધાતકી સોરાબ, શું તારાથી થોડાક માસ વતીક થોબાતું નથી. હવે હું ભાયગે બે માસબી જીવી શકશ. હું તુંને નહી તો બીજા કોણને એ દોલત આપી જવાની છું. તું ગમે એવો ધાતકી મારી સાથ થશે, પણ તેથી મારાથી કાંઇ ભરથાર તરફ મરતી વખતે ધાતકી થવાવાનું નથી. સોલી, સોલી, જેબી છે તે સંધું, સંધું તારૂંજ છે. તું મારો ખાવીંદ, તુંજ મારો ભરથાર, તુંજ ગમે તે કરે પણ મારો શેઠ અને મુરબી છે. તું એ દોલતનું ગમે તે કરવાને મુખતયાર છે. શું કામ એટલી ઉતાવલ કરેછે અંતે અને આખરેબી સઘલું તારૂં પોતાનુંજ છે." આ પરમાણેનો મન સાથ અંદેસો કરી તે બીચારી હોમતથી લખવા બેઠી, મોડી રાતે આશરે બારએકને સુમારે સોલીએ ધારા પરમાણે દરવાજો ઠોકયો અને તે સાંભલીને તેહેમીના સઘલા દસતાવેજો ખાણાંમાં બંધ કરી, ચરાગ બુજાવીને સુઇ ગઇ.

---

## પ્રકરણ ૨૦ મું.

### ઓવાદનવાદનાં એકપુરાં ફરજંદનું મરણ–છાકટ પીતાના ઢંગ.

ગરીબ બીચારી તેહેમીનાને તેણીનાં સઘલાં સંકટો વચે એકજ વાતનો દીલાસો હતો, અને તે તેણીનો હજાર ઓવાઈનો પેદા પડેલો એકપુરો બેટો જહાંગીર હતો. આ બેટો જનમથીજ કાવલો અને દરદી હતો તે છતાં અતીયંત જતન અને સંભાલથી તેણીએ જેમ તેમ કરી તેને હઠી વરસનો કીધો હતો. તે દેખાવે નરો માય ઉપર પડેલો હતો. રંગ અને રૂપમાં તે એટલો બધો તો તેહેમીનાને મલતો આવતો હતો કે તે બીચારી ઘણી વાર ઇચછતી કે જહાંગુ દીકરો એક દીકરી તરીકે અવતરયો હતે તો બીજા જમા નાની તે એક તેહેમીનાજ થઇ પડતે. આ ઓવાઇનવાઇનાં એકપુરાં ફરજંદને ખાતર આયા યા ધવાડનારી જેવી ખોટી ફીશીયારીઓ રાખી શકી નહી હતી. પરથમ તો એક ઉદાઉ ખાવીંદનું છુટે હાથનું ઉદાઉપણું એવી સગવડ કરી આપવાને અશકત હતું, વલી તેહેમીનાને પોતાને એક માતા તરીકેનો મોટાંમાં મોટો હરખ એટલોજ હતો કે પોતીકાં વાહાલાં ફરજંદને પોતીકીજ છાતીનાં નીરમલ દુધથી ઉછેરવું. જે માતાઓએ ખરેખર એ રીતે પોતીકાં લોહીથી પોતીકાં વાહાલાં ફરજંદોને ઉછેરયાં હશે તેઓજ માતર કુદરતના આ પવીતર હરખની ખુબી પીછાંણી શકશે. આજની ફીશીયારીખોરો અને નાકદર માતાઓને કબી પણ તે વીશેનો પુરતો ખયાલ આવી શકનાર નથી. વાહાલા જહાંગીરમાં તેહેમીનાનો જીવ સમાયલો હતો. એક ઘડી પણ તેને તે વીસ્રો મુકવા માંગતો ન હતી.

ગરીબ તેહેમીના જહાંગીરને જનમ આપનારી માતાજ માતર નહી પણ તેની આયા, તેની દાસી, તેની અણોથી તે પણી સુધીની બરદાસત લેનાર હતી. ઘણી તરફનાં ગમે એવાં પથર સરખાં દુઃખો પછી જહાંગીરના કોમલ ચેહેરાનાં દરશણથી એ માતા પોતાનાં સઘલાં દુઃખો ભુલી જતી. ગોયા સંસારી આફતોની સામે થવા ખાતર ઇશ્વરે તેણીને એક મજબુત ઘાલ આપી હોય તેમ જહાંગીરને એકવાર પેટમાં ચાંપવાથી, એકવાર તેના કાવલા હાથો પોતાની ચશમોમાં દાબવાથી, એકવાર તેના સફેદ પણ ફીકા ગાલો ઉપર બોસા લીધાથી આ કુદરતની ખરી માતાનાં અનેક સંકટો વીસરાઇ જતાં હતાં. જહાંગુનાં મુખ મધેની ભાગી તુટી ભાશા તેની માતાને મનસે એક ફીલસુફના મુખ મધેથી નીકલતી ડાહપણ ભરેલી વાંણીઓ હતી. જહાંગુને ચાલતો જોવાની ગરીબ તેહેમીને પુશકલ હોંસ હતી, પણ સદાનો આ માંદો બેટો હઠી વરસની ઉમર સુધી પણ ચાલતા શીખયો નહી હતો. ચેહેરાના રંગ રૂપમાં જેમ તે બેટો માય ઉપર પડયો હતો તેમ ખવાસ અને સવ ભાવમાં એક છાકટા પીતાની ખાસીયતો બચપણથીજ જણાતી હતી. સવભાવે તે ઘણોજ ચીરડાઉ, અને મીજાજી જણાતો. પીતા તરફની આ બદ ખાસીયતો જે ઓધે ઉતરી હતી તેમને નાનપણથીજ ધોઇ નાંખવાની તેહેમીના અનેક તજવીજ કરતી. તેને જરાબી ચીરડાવાનું કારણ આપતી નહી. બધી રીતે ઠંડો મીઠો રાખી હેત અને પરીતથી આ ભલી માતા પોતાનાં એકપુરાં વાહાલાં ફરજંદને ઉછેરતી.

અફસોસ કે બે તરણ દીવસની સેહેજ માંદગી પછી આ સુંદર બાલકને એક દીવસે સમીસાંજના ઊપલયું થઇ આવયું. ગરીબ બીચારા જહાંગુના ડોલા ફરી જવા લાગા. તેની તાસવીસ અને હાથ પગના સાંધાઓની ખેંચતાંણ કોઇથી પણ નહી દેખી શકાય એવી હતી.

આ અચબુચી આફ્તથી ગરીબ તેહેમીના બાહાવરી બની ગઈ. ગમે તે પણ તે નાદાંન હતી. તેણીએ કોઈ પણ નાનાં બાલકની માંદગી યા મરણનું બીછાંણું જોયલું પણ નહી હતું. તેણીએ એક તરફથી પોતીકા ઘેરના વઈદ અરદેશર ડાકટરને તેડવા માણસ દોડાવયું. બીજી તરફથી સોલીની શોધ શોધ ખાતર માણસો દોડવા લાગાં, પણ તે કેઠ છેક રાતના આઠ વાગાવેર મલી શકયો નહી.

ડાકટર અરદેશરે આવી તુરત ઘટતા ઊપાયો ચાલુ કીધા. પણ અફસોસ કે તે કાર ગત લાગી શકયા નહી. તે નાના ફરેસતાના દાંતો બીરાઈ ગયા હતા અને માહા મુશકેલીએ ડાકટરે પોતાને હાથે "દેલબી'ની પવનનું જોર નરમ પાડનારો દવા એક નાની ચમચીમાં જેમ તેમ કરીને પાઈ, પણ તે જહાંગીરથી અફસોસ કે ગલી શકાઈ નહી. ડાકટરે ધાસતી બતલાવી કે જો આટલો દવા કોઈબી રીતે ગલાંમાં ઊતરી શકે તો આ નાનાં બાલકની સલામતી ખાતર આશા આવી શકે. પણ નહી, ખોદાનો હોકમજ જુદી તરાહનો હતો. એક અશો માતનુ ફરજંદ એક પાપી બાપના એબે ઊતરેલા હવસોથી લાંબો વખ તવેર રીબી રીબીને ઠેકાણે લાગે એવી તે ગેબી ખાવીંદની મરજીજ હતી નહી.

પા પા કલાકે ઉપલીઆંના હુમલા ચાલુજ રહયા. બાલક પટકાઈ પટકાઈ જવા લાગું. એક ઘડી તેનાથી આરાની સાથ સુવાઈ શકાયું નહી. એમથી તેમ તફડીયાં ખાવા લાગું. તેની તાસવીસ તેની વાહાલી માતાથી તો ખરેખરજ નહી દેખી શકાય એવી હતી. આશરે આઠએકને સુમારે સોલો સરાબથી તરબોર થયલો એમથી તેમ લપેરા ખાતો આવયો. આવતાંના વારમાં તેણે ઘેર મધેના આ ઘભરાત માટે જરા પણ દરકાર કીધી નહી. આવતાંના વારમાં તે "ઉવી આર ઓલ ધી જોલી ગુડ ફેલો"વાલું ગીત ગાવા લાગો. પોતાના આંગ મધેનાં કપડાં જેમ ગમે તેમ ફેંકી ઓરડાની અંદર આણીગમ પેલીગમ ફરવા અને જોવા લાગો. તેહેમીનાની ચાકરી મધેનાં એક ગરીબ બીચારાં ડોસાં બુચાની સારવાર માટે તેની પાસે બેઠેલાં હતાં તેવણ આગલ જઈ આ છાકટા સોલીએ તે ડોસાંનો હડપચી જોરમાં પકડી તેવણનું ડોકું પોતા સામે જોસથી ઊંચું કીધું અને "ઓ માઈ ડીયર એમી, એમી, એમી," એ પરમાણે બોલી રયા બેઅદબ બુબખે પોતાનાં બપાઈ મમાઈના જેટલાં સાહાઠ પાંસઠ વરસની ઉમરનાં આ બાઈ માણસને પરાયા ડાકટરના દેખતાં ચુમી લેવાની કોશેશ કીધી. પણ ડોસાં એક અછાત મારીને ઘોલકી ઉપરથી ઉઠી ગયાં અને સારીનો સોર બરોબર સરખી કરી "ઓ મારા ભાપ, મારા ભાપ," એ પરમાણે ઘભરાતમાં બોલવા લાગાં. આ સઘલો દેખાવ પેલા ડાકટરે બરોબર જોયો અને તેવણથી આવી બેઅદબી દેખી નહી શકાવાથી તેવણ બોલયા "સોરાબશાહ શેઠ, સોરાબશાહ શેઠ જરા સલુક ધરો, તમો જેવા માણસને એવું નહી છાજે."

સોલીએ ડાકટરના આંગ ઉપર ધસી ચીડમાંને ચીડમાંજ જવાબ દીધો "એ નાપાક, ચોર, તું કોણ છે? મારા ઘેરમાં તારૂં શું કામ? બોલ તું શું માંગે છ? નીકલ, નીકલ, નીકલ, મારાં મુકાંમઉપરથી અતર ઘડી નીકલ, નહી તો તારા ગુરદાપેસ કરી નાખશ." એટલું બોલી તે એમથી તેમ લપેરા ખાતો અને ઘેર મધેનો સરસામાન અફાડઝીક કરતો હતો. પણ શું પોતાના ખાવીંદની એ સઘલી વરતાણુક ગરીબ તેહેમીના જોતી હતી? નહી, બીલકુલ નહી. તેણીનું ધયાંન વાહાલાં ફરજંદ ઊપર ચકભમ થયલું હતું, તેણીની તેજદાર ચશમોના દોલા તે બાલકના ચેહેરા ઉપર થરી ગયા હતા. ઘેરમાં પોતાની સામે પોતાનાજ ઓરડામાં શું થાય છે તે બાબેનું તેણીને મુદલબી ભાંન નહી હતું. તેણીને ખબરબી નહી હતી કે સોલી ઓરડામાં આવેલો છે. ગોયા જાણે ખુદરતે આ દુઃખી માતાને વધુ દુઃખી નહી કરવા ખાતર તેણીના ભરથારનાં આ ઘેલાં ચેડાંને તેણીની નજર સામેથી અટકાવવા ખાતર તલેસમાત કીધો હતો.

જેવી તેહેમીનાની નજર સોલી ઉપર પડી કે કોમલ જહાંગીરે એક જોરમાં ઉછાલો મારયો, તેના હાથો તનાઈ ખેંચાઈ જવા લાગા, અને એક મોટી હાય સાથ તે વાહાલાં ફરજંદે પોતાનો જાણ તમામ કીધો. તેહેમીના પોતીકાં ઓવાઇનવાઇનાં એકપુરાં ફરજંદની જાન વગરની મટીને તુરત વલગી પડી. તેને છાતીમાં ચાંપી ઝાર ઝાર રડવા લાગી. "ઓ જહાંગીર, જહાંગીર, જહાંગીર દીકરા, મારા જાન, મારાં જીગર, મારાં કલેજાં, ઓ તું વગર હવે હું મારૂં દુ:ખ કોણ આગલ રડશ, મારી સબુરી અને ધીરજ તારાથીજ હતી, તું ગયો અને હવે સબુરી અને ધીરજનેબી છેહ્લી સલાંમ."

બીજી તરફથી ડોસાં ગરીબ તેહેમીનાને દીલાસો દેવા લાગાં અને વલી પોતે "ઓ મારા ભાપ, ઓ મારા ભાપ" એ પરમાણે બરાડ મારી તેણીનાં દુ:ખમાં વધારો કરવા લાગાં. આ અચબુચ રડારડથી સોલીની સુધ ઉઘડી. અરદેશર ડાકટરે રૂખસદ લેતાં સોલીને શેકહેંડ કીધી અને તેને જણાવયું કે "શેઠ તમારો છોકરો મરણ પાંમયો છે !"

સોલીએ એક સખત હાય મારી જણાવયું "શું ? શું બોલયા ? છોકરો મરણ પાંમયો અને બાપ છાકટો ? શરમ છે શરમ છે ?"

આટલી ગોફતેગો પછી ડાકટરે રૂખસદ લીધી, પણ એજ ડાકટર કહે છે કે એ વેલાનો જે દેખાવ તેણે જોયો છે તે મરણ સુધી પણ કભી તે વીસરનાર નથી, તેહેમીનાને થોડાવારમાં જોરમાં હીસતીરીયા થઇ આવયો અને તે તરણ કલાક વેર સુધીમાં આવી શકી નહી. સોલી આવી વેલાએ જો કે ઘેરનો માટીડો હતો અને મરણની સઘલી ઘટતી કીરીયા કરાવાની તેની ફરજ હતી પણ તે તો અચબુચ આ બનાવથી લાકડુંજ થઇ ગયો. એક ગાફેલ સાવજની મીસાલ તે પોતાનાં ફરજંદની લાસ તરફ ફાટેલા ડોલાથી તગર તગર જોવા લાગો અને એવી હાલતમાં તેણે આખી રાત બેફાંમીમાં બેસીનેજ ગુજારી. ડોસાં ઘેરમાં માતર એખલાં બાઈ માણસ હતાં, ઘડપણે તેવણની છાતી ધાડી કીધેલી હતી, એવાં સંખ્યાબંધ મરણોના કારભાર તેવણે કીધેલા હતા. તેવણે માણસ દોડાવી લાગતાં વલગતાંઓને ખબર કેહેવડાવી અને દુ:ખે સુખે કામ લાગનારાં બીઠાંમાસીએ આવી ધારા પરમાણેની સઘલી કીરીયા મારગ કરાવી.



## પ્રકરણ ૨૧ મું.

### "પીયાના" ઉપર ધાડ.

"દીકરા જહાંગીરનાં" મરણને છ માસ વીતી ગયા, અને સોલી પાછો જેવોને તેવોજ જણાવા લાગો. ઘેરના શીનગાર અને રાચરચીલાંમાં તેહેમીનાની સરવેથી માનીતી ચીજ તેણીની "પીયાનો" હતી. આ વાજીંતર તેણીએ કાંઇ ઉદાઉપણે પઇસા ખરચીને ખરીદેલું નહી હતું. પોતાનાં બેહેસતન માય જો કે તેણીને બચપણમાં મુકીને મરણ પામયાં હતાં તોપણ તેણીને માટે વારસા દાખલ મુકી ગયલી થોડીક કીમતી ચીજોમાં આ એક "કોતેજ પીયાનો" પણ હતી. પોતીકાં દુ:ખો વીસરવા ખાતર તેહેમીના આ વાજીંતર ઉપર કેટલાંક બોદાઈ અને ગંભીર ઈંગરેજી ગીતો વજાડતી હતી. તેણીનો હુલક આગલ ઘણોજ મધુર હતો તોપણ દુ:ખે દુ:ખે મોઢેથી ગાવાની આદત છોડી દીધાથી હવે તેણીનાં ગલાં મધેથી આગલના જેવો અવાજ નીકલી શકતો નહી હતો. એક દીવસ સમી સાંજના ઘેરનાં કામકાજ મધેથી પરવાર મલતાં તે બીચારી પોતાનું દુ:ખ વીસરવા ખાતર

"પીયાના" ઉપર બેઠી હતી "ફુંક ફુંક શીયાલાના પવન તું બેલાશક ફુંક, તું કાંઈ માણ સની નીમકહરાંમીના જેવો નાકદર નથી" એવી મતલબનું નામાંકીત "શેકસપીયરનું" પરખ્યાત ગાયણ જેને "ડાકટર આરનીએ" અતી મધુર રાહામાં ઉતારેલું હતું તે તેણી વજાડતી હતી. આ ગાયણમાં ગોયા તેણીનાં દુઃખોનો પડઘો સમાવેલો હતો. તેણીની હાલતને બરોબર બંધબેસતુંજ તે ગાયન હતું. તે ગાયન તેણીનું સરવેથી વધુ માનીતું પણ હતું. આ શોકાતુર ગાયનમાં તે બીચારી પોતાની શોકાતુર હાલત બે ઘડી વીસરતી હતી. પોતાનો નગુનો ખાવીંદ જેને પોતાની હલાલ મેહેનતથી બાયડી છોકરાંનું પુરૂં કરવું જોઇયે તેજ બેકદર ખાવીંદનો અણીથી તે પણી સુધીનો "ખસમાનો" ખાવા છતાં તેના તરફનું નગુનાપણું, તેની નીમકહરાંમી, તેની બેહાઇ ખરેખર કોમલ તેહેમીનાને મનસે "શીયાલાની સખતમાં સખત ભુખ્ખર" કરતાં પણ વધુ ધાતકી હતી, અને તેથીજ એ પરખ્યાત ગાયન ઊપર તેણીનું ખુદરતી પરીત બાઝયું હતું. ઉપર કહુયું તેમ એક દીને સમી સાંજનાં તે બીચારી પોતાનું આ માનીતું ગીત વજાડતી હતી અને તેણીની આંખો મધેથી હુરવેલાએ એ ગીત વજાડતાં નવધાર આંસુઓ નીકલી પડતાં હતાં. ભોગ ચોધડીયે આ વેલાએ સોલી ઘેરમાં આવી લાગો અને ગુપચુપ તેહેમીનાની ખુરશી પાછલ ઉભો રહી પરથમ થોડો વાર સમજ્યા પછી તે બોલયો "તેહેમી ! તેહેમી ?"

તેહેમીએ પોતાના ખાવીંદનો સાદ સાંભલતાંજ ગાયણ ચલાવવાનું પડતું નાખ્યું અને ઝડપમાં ખુરસી ઉપરથી ઊઠી જવાબ દીધો "કેમ વાહાલા ખાવીંદ કાંઇ હોકમ."

"હોકમ ? હા, હોકમ તો એટલોજ છે કે હવે મારે આ "પીયાનો" વેચી નાખવી જોઇયે. મને નાંણાંની પુશકલ તંગી છે." સોલી બોલયો.

"પયારા તમે એ શું બોલોછો," તેહેમીનાએ પોતાના પીયાના ઉપર એક નાસીપાય સીભરેલી નજર ફેંકી અને તે બોલી "નહી, નહી, વાહાલા તમે ખામખા મને બલાપો કરાવવા ખાતર મારી મશકેરી કરો છો."

"મશકેરી ? રાંડ ઘેલી અહીં કાંઇ મશકેરી બશકેરીની વાત નથી. મારા જાનના કસમ ખાઇને કહુંછું કે હવે એ વેચવીજ પડશે."

"સોરાબ, મને માફ કરો, પણ એતો હું વેચવા નથી દેવાની."

"વેચવા નથી દેવાની એટલે શું ? કેમ ? વેચવા નહી કાંયે દીયે ? તારો કોરડો બોરડો ફરેછે કે ?"

તેહેમીનાએ બીહીતાં બીહીતાં પણ નરમાસથી જવાબ દીધો "કેમકે એ તો મારાં બેહેસતન માતાજી તરફની છેલ્લી એકપુરી બક્ષેશ છે,"

"નાંખની તારાં બેહેસતન માતાજીને ઝાહાંનમની અંદર ? માએ બેહેસતન થયાં તો પછી તેવણની "પીયાનો"નેબી બેહેસતન થવું જોઇયે. રાંડ બેઅકલી એટલીબી તુંને સમજ નથી ? બસ હું કહુંછું કે તે વેચવી પડશે તો તે વેચાવીજ જોઇયે. કોઇના બાપ નીબી મકદુર નથી કે મારી મરજીની સાંમે આવી શકે. મારાં ઘેરમાં એવાં બેંણકોતક નહી જોઇયે, તેનો કમકમાતભરેલો સાદ સાંભલીને હું કંતાલી ગયો છું. જયારે હોય તયારે "માહેતમના ફાગ અને મસાંનના રાગ" સરખું હસતાંને રડવું આવે તેવું વજાડી વજાડીને મારો રમુજી સવભાવ પણ તેં એ વાજાંની મોહોકાંનમાં બગાડી નાખયો છે. માટે હવે વધુવાર હું તે તાંમોસ કરી શકનાર નથી ? સમજી કે ?"

"પણ જી" તેહેમીનાએ જવાબ દીધો "તમારી મરજી હશે તો હું તમને ગમતાં ગીતો વજાડીશ, બોલો પયારા તમને કયું ગીત પસંદ છે. તમને ગમશે તેવાં રમુજી

ગીતો વજાડવા પણ હું તઈયાર છું. હવે કાંઈ છે? નહી, નહી, પયારા (ગલે વલગીને) એટલી મારી માતા તરફની છેલ્લી ઈધાંની તો રહેવા દેવો. હું માંગી લેઉછું કે રહેવા દેવો. બોલો પયારા હું શું વજાડું? તમને શું પસંદ છે?"

"પસંદ? મને પસંદ તો માતર એટલુંજ છે કે "પયારા પીયાના તુંને છેલ્લી સલાંમ" વાલું ગીત એકવાર તારે ગમે તો વજાડી લે, બીજું તો મને કશું પસંદ નથી."

"વલી પયારા, એમ કરોછ, એટલા બધા ઉદાર દીલના થઈને મારૂ એટલું કહયું નથી કરતા? જો હું માગી લેઉછું કે થોડા દીવસ વધારે રહેવા દેવો અને પછી તમારે ગમે તો બેલાસક વેચી નાખજો" તેહેમીનાએ ગમગીની સાથ કબુલ કીધું.

"ઠીક છે તયારે, બેસીને પેટ ભરીને એકદમ વજાડી લે, હું જરા બાહાર જઈને આવું," એટલું બોલી સોલી તયાંથી જતો રહયો, અને માનમાંન અરધો કલાક થયો હશે, તેટલાં તે પોતાની સાથે "ફરનીચર"ના એક ખોજા વેપારીને લાવયો. એ ઘાતકી ખાવીંદ? એ પથરના સરખાં સખત દીલના ભરથાર? આ ખોજા વેપારીએ તે બારી કીથી તપાસયા પછી રાતોરાત દોઢસોની કીંમતે તેહેમીનાની વાહાલી પીયાનો તેને વેચવામાં આવી અને બીજી સવારના તેહેમીના પોતાના ઓરડા મધેથી બાહાર આવે તેની આગમજ તો તે વેપારીનાં માણસો આવી તેને ઉપાડી પણ ગયા હતા. વાંચનારી બેનો અભાગયા સોલીને એકાએક પોતાની પરણેતરની "પીયાનો" વેચવાનો શો ખપ પડયો હશે? અફસોસ, સદહજાર અફસોસ કે તે પેલી કપાતર કસકુનમ અમીનાને ધાર ઘાલવા ખાતર વેચવી પડી હતી. તેણીએ સોલીને નામે કરજ કીધું હતું અને તે બેશરમ સોલીએ પોતાની પરણેતરને આવી રીતે દુઃખી કરીને ભરયું હતું.



## પ્રકરણ ૨૨ મું.



## ડાકટરની દીલસોજી.

રફતે રફતે તેહેમીનાની માંદગી આગલ વધવા લાગી. ખઈનો છુપો ચોર ગુપચુપ પોતાનાં પગલાં આગલ વધારતોજ ગયો. તેણીને દવાદારૂની અને ખસુસ કરીને ખોરા કીની હાલહવાલી ચાલવા લાગી. ડાકટરને ઘરમાં બોલાવવાની "ફી" વતીક તેણીને ભારી પડવા લાગી અને તેથી તેણીને અઠવાડયાંમાં બે વાર પોતાનાં ડોસાં સાથે "અરદેશર ડાક ટર"નાં દવાખાનામાં હાજરી આપવી પડતી. ડાકટર અરદેશર આજકાલના પસાર થયલા, એલ્સફી, તચાક અને ઈટર ડાકટર નહી હતા. તેવણ આગલા વખતના અનુભવી અને સારી રીતે ઘડાયલા ડાકટર હતા. તેવણ જેટલા પોતાના ધંધામાં ઘડાયલા હતા તેટલાજ બલકે તેથી વધુ દુનયાંની "લીલી સુકી"માં પણ ઘડાયલા હતા. તેવણ પોતાનાં દવાખા નામાં તેહેમીનાને આવતી જોઈ અંદરખાનેથી ઘણા ગમગીન થતા, કેમકે તેવણ તેહેમી નાનાં મરનાર માબાપ, માસા માસી અને તેમનાં અસલ ખાંનદાનને સારીકાંની પીછાંણતા હતા. જોકે તેહેમીના સાદામાં સાદા પોશાકમાં ડાકટરને તયાં જતી તોપણ તેણીના ચેહેરા ઉપરજ અસીલ અને અમીરી ખવાસ તથા ખાનદાંનનો કુદરતી છાપ પડેલો તુરત જણાઈ આવતો. આવાં ખાનદાંનની એક ખુબસુરત જુવાંન બાનુ ચાલીને ડાકટરનાં દવાખાનાંમાં આવે તે તેવણને મુદલ ગમતું નહી. વલી તેહેમીના આવતાંના વારમાં ડાકટર સાંમે એક રૂપયો મુકતી પણ અરદેશરે તેહેમીનાના બાપનું ઘણુંક નીમક ખાધેલું હોવાથી તથા ઘણોક

પાસે દવાનાજ માતર પઇસા લેવાનો તેવણુનો સરેસતો હોવાને લીધે તેવણુ તે રૂપયો પાછે આપતા અને કાંઇ પણુ "લાભાજી લાભ" કરવાને બદલે દવાનું પણુ જુજબી દાંમ લેતા. એ પરમાણે થોડુંક સુધી ચાલયા પછી તેહેમીના તદન લઠડી ગઇ. એક ખહીવાલી નાજુક અબલા બાલીને છેક ડાકટરને ઘેરવેર જઇ શકે એટલી તાકાત હવે તેણીમાં રહી શકી નહી. ડાકટરે પોતેજ બોહોંસ કરીને કહયું કે "હવે તમારે વધુ તસદી લેવી નહી, તમારાં ઘેર તરફ્જ મારાં બીજાં ઘરાકો રહેછે એટલે તમારે તયાં પધારતાં મને કાંઇ પણુ વધુ તસદી પડવાની નથી, અને હું તમારે તયાં આવીશ."

આ મુજબની ગોઠવણુ પરમાણે એક દીવસ ડાકટર અરદેશર તેહેમીનાને તયાં આવી લાગા. એ વેલાએ ધણી ધણીયાંણી બેઉ એકજ ઓરડામાં બેઠેલાં હતાં. સોલી "રોબરટ મેકેર" નામના પોતાનાજ સરખા પીંડારા ચોરની વારતા વાંચતો હતો. તેહેમીના માંદગીનાં બીછાણા ઉપર પડી પડી કાંઇ સીવતી હતી. સોલીએ ડાકટરને આવતાં જોઇ તેમને કહયું કે "આવો સાહેબ, કેમ સાહેબ, આ પોરીને શું થયું છે? કાંઇ એની સમજ પડે?"

ડાકટર તેહેમીના આગલ એક ખુરસી લઇ બેઠા, તેણીની નાડ તપાસી અને પછી ધીરજથી બોલયા "મને લાગેછે કે આજે એવણુની તબીયત કાલ કરતાં વધારે બીગડેલી છે."

તેહેમીનાની આંખો આ વેલાએ ભીજાયલી હતી, જે બતાવતી હતી કે ડાકટરનાં આવી પુગવાની આગમચ ધણી ધણીયાણીએ કાંઇ વેંહેંચી લીધેલું હોવું જોઇયે. તેણીએ પોતાનાં આંસુ નુછવા માંડયાં અને સોલી ડાકટરને જવાબ દેતાં બોલયો "સાંભલીને હું ઘણો દલગીર છું કે તબીયત કાલ કરતાં આજે વધુ બીગડીછે, પણુ એ સઘલું એ રાંડની હઠીલાઇથી બનયું છે, રાંડ એટલી જીતી છે કે બસ બોહોંસ કરે તે બસ—"

"સાહેબ હું ધારૂં છું કે તમો ઘટતી સભયતાથી બોલશો, એક દરદીને લાયકની તમારી આ ભાશા નથી." ડાકટરે જરાક દમ કસયો અને તેવણુ તુરત પોતાના દરદી ઉપરજ ધયાંન આપવા મંડી ગયા. સોલીને આ તાણાથી જબરો ચટકો લાગો ખરો, પણુ કોમલ નારીઓ ઉપર જુવાકી દોર ચલાવનારા માતીડાઓ ખરેખર એટલા તો હીચકારા હોય છે કે તેઓથી પોતાના સરખા મરદો સામે કશી સરકસી ચલાવી શકાતી નથી. સોલીએ વાણીયા મુછ નીચી કરી ધીરજથી પુછયું "ડાકટર સાહેબ જરા મને કહેશો કે એનાઓને શું દરદ છે?"

ડાકટરે ઠંડે કલેજે જવાબ દીધો "દરદ તો એટલુંજ કે નબલાઇ ઘણી થઇ ગઇ છે અને અવારનવાર છાતીમાં સખત "પેન" મારે છે."

"તે સાથી હશે વારૂં?" સોલીએ પાછું પુછયું.

આ સવાલ સાંભલતાંજ ડાકટરની આંખો તેહેમીના ઉપર પડી, તેઓ બંનેની આંખ એક થઇ ગઇ અને ડાકટરે તુરત પારખયું કે તેણીના ચેહેરા ઉપર પુશકલ ધભરાત જણાતો હતો. ડાકટરે પોતાના અનુભવનું ડોલ ઘાલી ઉતર દીધો કે "હું ધારૂં છું કે એ બાઇ, શકતીને માટે જેવો ખોરાક લેવો જોઇયે તેવો મુદલ લેતાં નથી, એવણુને ભારે ઉજાગરો કરવો પડે છે, બરોબર ઊંઘ આવતી નથી, અને એવણુનાં મન ઉપર કાંઇ પણુ જાથુકની ઊદાસીએ ઘર કીધું છે."

આ છેહલા સબ્દુનો ડાકટર ભાર મુકીને બોલયા અને તેજ વેલાએ સોલીના ચેહેરા તરફ તગર તગર જોવા માંડયું. સોલીનું અંતઃકરણુ તરત પાંમી ગયું, તે ફગલાઇ ગયો અને ખસીયાનો પડી ગયો તે છતાં સતો થવા ખાતર તેણે દમામમાંજ જવાબ દીધો "ડાકટર સાહેબ એમ ધારવામાં તમારી ભુલ છે. એવણુને આ ઘરમાં કોઇપણુ વાતની બાધાતી મનાઇ નથી અને ગમે તયારે ગોંતાવાને પણુ મુખતયાર છે પણુ સાહેબ એ

રાંડજ એટલી હઠીલી અને જીતી છે કે કામકાજને સારૂ હું બહાર રોકાઉછું તો રાતના એકએક બબે વાગા સુધીનો જુઠો ઉજાગરો કરી નકામી દેહેની ખરાબી કરેછે, બાકી એને કોઇ કહેતું નથી કે તારેબી ઉજાગરો કરવો."

"બસ સાહેબ, તયારે મારૂં જણાવેલું કારણ તો ખરૂં ઠરયું છે." ડાકટરે પાછો ચતકો લગાડયો.

આ જવાબથી સોલીનું પાપી જીગર તેને ફરીથી દંખવા લાગયું અને તેણે આઇનો ખાર બાઇ પર કાહાડવાની હીચકારી વરતણુક ધારણ કરી બરાડવા માડયું "બોલ રાંડ દદા કે તુંને મારાં ઘેરમાં શું દુઃખ છે? તારાં મગજ ઉપર એટલી બધી તે શાંની ધાર આવી ગઇ છે? શું દુનયાંનું બધું દુઃખ તારી ઉપરજ આવી પડયું છે, બોલી મરની, જવાબ કેમ નથી દેવાતો? શું તુંને હું ભુખી મારૂંછ?"

"નહી, નહી, સોરાબશાહ, વલી એ કોણે કહયું, હું કસમ ખાઉંછું કે મારાં મુખ મધેથી કોઇપણ જાતની ફરીયાદ તમો યા તમારાં ધર વીશે નીકલી નથી. બોલો ડાકટર તમને કસમ છે જો તમો જુઠું બોલો તો, મેં કોઇબી દીવસ તમો આગલ મારા ખાવીંદ વીશે એક આડો હરફબી કાહાડયો છે?"

"નહી બેન, કોઇ કાલેબી નહી, પણ તમારે એટલું જાણવું જોઇયે કે હું એક વઇદ છું અને હજામ નથી. અમારી આગલ એવા ઘણા "કેસ" આવે છે અને તેનાં કારણો તપાસતાં તપાસતાં મારા આ (બતલાવીને) માથાંના બાલોબી બધા પાકી ગયા છે. કોઇના કહેવાની અમને મુદ્દલ અગત નથી. ખોદાએ મને બે કાંન અને બે આંખો આપે લીછે અને તેઓ મારફતે આજેજ જે મેં અતરે જોયું અને સાંભલયું છે તે મારી અતકલ માટે પુરતું છે."

સોલી વધારે ખસયાંનો પડીને "વારૂ બોલો ડાકટર એવી જુઠી ભતાઇ હાંકવાનું છોડી દેવો અને ટુંકમાંજ જણાવો કે હવે એનો ઇલાજ શું? તમે શું સલાહ આપોછો?"

ડાકટર—"શેઠ જરાક મીજાજ હાથમાં રાખીને વાત કરજો, નહી તો તમારી ભતાઇને બતાઇ સઉ અવરી નીકલી જશે. એ બાઇને માટે સલાહ તો મારી એટલીજ છે કે તેવણને થોડોક વખત સુધી દરીયાની ખારી હવામાં લઇ જવાં, સારો પુશતીકારક ખોરાક આપવો, અને એવણનું મન વેરાએ એવા રમુજી સાથીઓનો સાથ કરી આપવો."

"ઘણું સારૂં સાહેબ, ઘણું સારૂં સાહેબ, એ બધું બજાવવામાં આવશે" એટલું બોલી સોલી તયાંથી જતો રહયો અને ગરીબ બીચારી તેહેમીનાએ પોતાના ધણીને એ રીતે ગુસસામાં જતો જોઇ લાંબા વખતનો પોતાનો જે દીબો ભરાઇ આવયો હતો તે છોડી મુકયો. એ રીતે છોડી મુકવાનો બીજો સબબ પણ એ હતો કે જતી વેલાએ ઘાતકી સોલી જંગલી ઘોઘાની મીસાલના પોતાના ડોલા તે ગરીબ બીચારી સ્ત્રી તરફ ઘુરકીને પસાર થઇ ગયો હતો.

તેહેમીનાને આ રીતે રડતી જોઇ ડાકટરે ધીરજથી પુછયું "બેન માફ કરજો, પણ મને લાગેછે કે તમો તરફ તમારા ભરથારની વરતણુક જેવી જોઇયે તેવી નથી—અને તેથીજ તમે આટલાં દુઃખી થાવો છો."

"અરે નહી ડાકટર નહી, તમને એ જુઠો વેહેમ છે. મારા ધણી જેવા ભરથાર થોડાજ હશે. ખોદાને ખાતર એ વીચાર તમારાં મન મધેથી કાહાડી નાખો."

આ જવાબ સાંભલી ડાકટરે પાછો આગલોજ જવાબ આપયો કે "તયારે અતરઘડી મારી નજર આગલ બનેલા બનાવો વેલાએ શું હું સવપનો જોતો હતો?" આ સવા

લનો તેણીથી જવાબ દેવાઈ શકાયો નહી. તેણીએ માતર એક છુપી હાય મારી, અને તેણીથી બોલાયું નહી. ડાકટરે પાછી તેણીને ખોરાક, હવા, અને રમુજી સાથ માટે તાકીદ કીધી.

પણ તેણીએ નાસીપાયસી સાથ ટુંકમાં જણાવયું "ડાકટર હવા ફેરફાર કરવા જવાની અમારી ગુંજાસ નથી, જે થાય તે મારાં નસીબ. મને લાગે છે કે હવે મારી અજલ આવેલીછે અને હું તમને ઝાઝો વારવેર વધુ તસદી આપીશ નહી."

આ સખુનો ડાકટર જેવા સખત દીલના મરદને તીરની મીસાલ લાગા, પણ તે કાંઈબી વધુ બોલે તેટલાં પેલો માણસ અવતારી ખવીસ આવી લાગો, અને તેનું બેશીકલ મોઢું જોઈ ડાકટરે તયાંથી રૂખસદ લીધી.



## પ્રકરણ ૨૩ મું.



## ભરથારની સેવા અને તેનો હેવાનીયત ભરેલો બદલો.

એક દીવસ તેહેમીના બપોરના એક વાગતાને સુમારે પોતાની દવાનો વખત થયાથી તે પીવાને ઊઠી અને પીધા પછી બે ઘડી બારી આગલનો તમાસો જોવા ઉભી. તેણીની તનદરોસતી દહાડે દહાડે છેકજ લથડતી જતી હતી અને પુશકલ આંગ ઉપર ઝરાં ઉપર ઝરાં પડતાં જેથી તેણીનાં આંગમાં ઝાઝું કવત રહેલું નહી હતું. જરારતી ચાલ હાલથી પણ તે હાંફી જતી હતી અને ડાકટરે દાદરો ચહુડ ઉતર કરવાની તો સખત મનાઈજ કીધેલી હતી. આવી હાલતમાં તેણીને બાહેરની તાજી હવાનો ખુદરતી શોખ થતો હતો અને તેથી તે અવારનવાર બારી આગલ બેસતી યા બે ઘડી જો ઊભું રહેવાય તો ઉભી રહેતી હતી. એક દીવસે એ પરમાણે ઉભી રહયા પછી તેણીએ દુરથી પોતાના વાહાલા ખાવીંદને ઘણાં ધીમે કદમે ચાલી આવતો જોયો. તેના દેખાવ ઉપરથી તે તદન ઠાકીને લુસ થયલો જણાતો હતો. તેનો ચાલવાનો પણ સકાર નહી હતો. તે ડોકીમાંથી વાંકો વલી ગયલો હતો. તેનાં પગલાં મુશકેલીએ ઉચકાતાં હતાં. આવી લોઠ પોઠ હાલતમાં પોતાના ખાવીંદને આવતો જોયાથી ગરીબ તેહેમીનાને તેની પુશકલ દયા લાગી. હજી તેણીનું દીલ સોલી ઉપર પુશકલ હતું. હજી તે તેને ખરાં જીગરથી ચાહાતી હતી. આટલું બધું વેઠવા છતાં આ ખરેખરી પતીવરતા નાર રાત અને દીવસ પોતાના પતીને જી માંગતી હતી. ગમે એવો પણ ભરથાર, ખાવીંદ, ધણી એ તેણીના મુખ મધેના હમેશાના સખુનો હતા. ગમે એટલી માંદગીએ મરતી જીવતી પણ સોલીનાં સુખ, સોલીની સગવડો અને સોલીની બરદાસત ઉપર જોઈતું ધયાંન આપવાને તે ચુકતી નહી. માતર એક ઘાતકી ભરથારની ધાકથીજ તે એ સઘલું બજાવતી એમ નહી, પણ પોતાના નીરમલ દીલના સવચછ ચાહાથી તે ખાવીંદની બરદાસત પાછલ પટકાતી. પતીની આગ્ના તોડવી, પતીને ખીજવવો યા પતીને કોઈ પણ વાતે ગમગીનીનું કારણ આપવું એ તેહેમીનાને મનસે મરગરજાન ગુનાહ હતો. પોતે મરે યા જીવે તે માટેની તેનીને એક લેશભારબી પણ દરકાર નહી હતી. પોતે ખાધું યા નહી ખાધું તે બધું તેણીને મનસે એક સરખું હતું, પણ સોલી એક દીવસ ભુખો સુવે તો તેહેમીનાનો જીવ બલીને ભસમ થતો. સોલીનો જરા સરકમ યા નજીવી તાવ તેહેમીનાનો જીવ ઉડારી મુકવાને પુરતાં હતાં. સોલી બધી વાતે સુખી તો તેહેમીના ગમે એટલાં પોતીકાં દુઃખમાં પોતાને

સુખી વીચારતી. સોલીનાં દુ:ખમાં પોતાના જીવને ગમે એટલું ચેન હોવા છતાં તેહેમીના બેકરાર અને બેચેન રહેતી. ખાવીંદ તરફની વફાદારીને અગરજો કોઈ પણ રૂપમાં નીરમાણ કરી શકાય તો તે રૂપ આપણી સુંદર તેહેમીનાનુંજ હતું. આપણા ચાલુ સંસારમાં એવી વફાદાર અને પતીવરતા બાનુઓ કોઈજ નહી હશે એમ કહેવાની હું બેઅદબી કરી શકતી નથી. તોપણ મારે કહેવુ જોઈયે કે જો હોય તો તે આજના જમાનામાં ઘણીજ જુજ હોવી જોઈયે. મુગે મોઢેનો આટલો બધો માર ખમવા છતાં તેણીના સરખું બંધ મોઢું થોડીજ પતીવરતા બાનુઓ ધરાવી શકતી હશે. તેણીની સબુરી ખરેજ નકલ કરવા જોગ હતી.

સુંદર તેહેમીનાએ ઊપર જણાવવા મુજબ જયારે એક દીવસે પોતાના ભરથારને ઢાકેલી લોઠપોઠ હાલતમાં આવતો જોયો તયારે બપોરના ખાણાંનો વખત થઈ ગયલો હતો, અને વાસણકુસણ ઊજારી પણ નાખયાં હતાં. સોલીનો એવે વખતે ઘેરમાં આવવાનો સરેસતોજ નહી હતો એટલે તેને માટે ખાણું રાખવામાં આવયું નહી હતું, તે છતાં તેની એવી હાલત જોઈ તેહેમીનાનાં દીલમાં ઘણી તરફનો પયાર ઉસકેરાઈ આવયો. તેણીએ એક રકાબીમાં થોડીક પોતાને માટે આવેલી તાજી "બટર બીસકોટ" કાહાડી અને પોતાને માટે ડાકટરની અતી ઘણી તાકીદથી મંગાવવી પડેલી "પોરટવાઈનની" બાટલી મધે જે છેલ્લું ગલાસ "વાઈન"નું રહેલું હતું તે કાહાડયું અને જેમ તેમ કરી પોતાના ધણી માટે નીચલા માલ ઊપર લઈ ગઈ. દાદર ઊતરતાં તે એટલી તો હાંફી ગઈ કે દાદરનાં છેલ્લાં પગઠીયાં ઊપર બેસી જયા વગર તેણીથી રહેવાયું નહી. એ રીતે થોડીક આરાએસ લીધા પછી તેણીએ ધણીના ઓરડા આગલ જઈ ધીમેથી બારણું ઠોકયું.

"કોણ છે એ?" સોલીએ જંગલી ભુંડની મીસાલ અંદરથીજ બરાડ મારી.

"અરે કોઈ નહીજી એ તો હું છું, મરૂં જરા બારણું ઊઘાડોની. મેહેરબાની થશે જરા અંદર આવવા દેશોતોજી." તેહેમીનાએ નરમાસ અને મીઠાશથી જવાબ દીધો.

"પણ શું માંગી મરેછ? માટીડાઓના ધંધાધાપામાંબી રાંડ તું માથું મારી મરવાની? નીકલ અહીંથી, કાલું કર તારૂં—અતરે રાંડયાંનું કશું કામ નથી." સોલી વધારે બેહુકીયો.

"સોલીબા એટલા આકરા ના થાવો, જોવો હું તમારે સારૂં કાંઈ લાવીછું" એટલું બોલી બારણું અલગુંજ હતું તે ઊઘાડી તેહેમીના ઓરડામાં દાખલ થઈ અને પોતાના હાથ મધેનું વાઈનનું ગલાસ અને બીસકોટની રકાબી પોતાના ખાવીંદ સામે નરમાસથી મુકી.

સોલી પોતાની સામે ખતપતર લઈને બેઠેલો હતો. તેનો મીજાજ તદન ગયલો હતો. પોતાની પરણેતરને એ રીતે આવતાં અને ઊપલી ચીજો પોતાની સામે મુકતાં જોઈ તે છલાંગ મારીને ખુરસી ઊપરથી ઊઠયો. જાણે કસરતના અખાડામાં ઊતરવાનો હોય તેમ બેઊ હાથની બોંય ચહડાવવા લાગો અને સામેથી ગલાસ તથા રકાબી પોતાના ઓરડાની બાહેર ફેંકી દઈ પુર ગુસસાથી તપી જઈ તે બખારવા લાગો "અરે રાંડ અભાગણી કાંઇ સમજે છે? તુંને કાંઈ વીચાર છે? તારી મકદુર શું કે તું એ પરમાણે મરદોનાં કામકાજની વેલાએ વચે આવી હરકત કરે? તુંને હજાર વખત મેં ના નથી કહયું કે તું મારાં કામકાજમાં વચે ના આવતી. તારી એ ચાલ જો હું નહી સુધારૂં તો મને કેહેજે. નીકલ નીકલ, કાલું કર, અતર ઘડી મારા ઓરડામાંથી." આ પરમાણે બખાડી ગરીબ બીચારી તેહેમીનાનું પાંખડું પકડી તેણીને ઘસડતો ઘસડતો ઓરડાની બાહાર લઈ ગયો અને તેણીને જોરમાં એક આંચકો મારી તુરત પોતાના ઓરડાનું બારણું તેટલાજ જોરમાં બંધ કરી લીધું. તેહેમીના—દુ:ખે અને દરદે અધમુવી થઈ રહેલી તેહેમીના—આ ઘાતકી આંચકા સહીત એક લપેરો ખાઈને જમીનદોસત થઈ પડી. તેણીનાં એ પરમાણે પડવાનો

જે ધપકારો થયો તે ઘાતકી ભરથારના ફુટેલા કાને બીલકુલ સંભલાયોજ નહી. તેહેમીનામાં મોટે સાદે બોલવા યા રડવાની પણ તાકાત રહેલી નહી હતી. એક બચ્ચાંના સરખા ધીમા સાદે તેણીને રડતી સાંભલી તેણીનાં ડોસાં દોડી આવયાં. પોતાની બાઈને એ પરમાણે ભોંય ઉપર પડીને રડતી જોઈ ડોસાંનું તદન પાકી આવયું અને પેલો હેવાંનીયત ખસલતનો પોતાનો શેઠ સાંભલે તેની કશી દરકાર વગર ડોસાંએ તેને મન ભાવતી સેસ ભરવા માંડી.

“ઓ વાય, જોવોરે આ જુલમાત? ઓ મારી સુંનાં મુલની બાઈ, ઉઠોરે મારાં બાઈ, મારા બધા જી આપી દેઉંરે. તેહેમીના માય? ઓ તેહેમી? તેહેમી? ઉઠી જાવ, મરૂ. ઓ મારા ખોદાયજી, મારા આખા ભવમાં એવો અભાગયો માટી મેં કેઠે નહી જોયો તો. અરે કોણે મુંવાએ હીરા જેવી છોકરીને એ મુવા સાથે ફસાવી. મારી બાઈના પગ મધેનાં ખાસડાં બરોબર જે ધણી નહી આવે તેને માટી કોણે કીધો હશે? મારતાના હાથ ભાગે, અને મારી બાઈને નાંખી દેતાના હાથમાં મોટા મોટા કીરા પડે. ઉઠ, મારી ડાહી દીકરી કરૂં, બધી મરી જાઉં તારી ઉપરથી, ઊઠીજા માય, ઓ માય તેહેમી, ઓ દીકરી તેહેમી, મને તો જરા જવાબ આપ?” આ પરમાણેનું ડોસાંએ કેટલુંક તાહેલું ચલાવયા પછી તેહેમીના સુધીમાં આવી અને એક જંગલી માણસની માફક ડોસાંની સામે થોડોવાર વેર તગર તગર જોયા પછી ઘેલાં માણસની મીસાલ જોસમાં હસવા લાગી. એ રીતે પાછું હીમતીરીયાનું જોસ વધી ગયું અને પુશકલ ઉછલવા અને અફાડ જીક કરવા લાગી. ડોસાંએ દેવાંનાંની મીસાલ બુમ મારી “ઓ કોઈ આવોરે, મારી બાઈ મારી બાઈ, ઓ ખોદાને ખાતર કોઇ મદદ કરોરે.” આ ગોધીયારૂં સાંભલી પેલો બેકદર ભરથાર પાછો ગાલ દેતો ઓરડાનું બારણું ઉઘાડી તયાં આવી લાગો. “તમે નાપાખો બધાં દુઃખ દઈ રહયાં છો” એ પરમાણે બોલતા જતાં તેની નજર તેહેમીનાને ભોંય ઉપર ઊછલતી અને અછાડપછાડ થતી જોઇં એટલે તે ખસીયાંનો પડી ચુપ થઇ ગયો. ડોસાંનાં ગોધીયારાંથી ઉપર નીચેનાં ભાડુતો પણ દોડી આવયાં હતાં. તેમને જોતાંજ સોલીને પોતાની પરણેતરની બસ્દાસત કરવાની ફરજ પડી. તુરત તે ગુઠણ મડીયે પડયો, અને બાહેરનાં તદન ખોટાં ડોલથી તેણીને પસવારી, માથાં ઉપર પાણીના ફટકા મારી, “સમેલીંગ સોલટ”ની સીસી સુંઘાડી હુશીયાર કરવાના પછાડા મારવા લાગો. જેમ તેમ કરતાં ઘણે વારે તે બીચારી સુધીમાં આવી તેવીજ તેણીને ઊંચકીને માલ ઉપર લઇ જવામાં આવી. બીછાંણા ઉપર બરોબર પોહોરાવયા પછી આશરે અરધેક કલાકે ડાકટરને તેડવા દોડેલું માણસ અરદેશર ડાકટરને લઈને આવી લાગું. ડાકટર આવી લાગે તેટલાં સોલી ઘેર મધેથી બાહાર નીકલી ગયલો હુતો. ડાકટરે આવતાં આવતાંજ ડોસાંને હકીકત પુછી અને તેવણે અણીથી તે પણી સુધીની સોલીનાં ઘાતકીપણાની કાહાંણી કહી સંભલાવી. આ સઘલું સાંભલી લીધા પછી ડાકટર જેવા પરાયાને પણ એવું લાગું કે જો તેવણનું ચાલતું હોય તો એવા ઘાતકી ભરથારને જેમ મરાય તેમ માર મારીને ઠેકાંણે લાવવો જોઇયે. આ સઘલું સાંભલી લીધા પછી ડાકટર સાહેબ તેહેમીનાના ઓરડામાં પધારયા અને તેણીને મોઢે સઘલો હેવાલ જાણવા માંગયો.

તેહેમીનાએ ઘણે ધીમે સાદે ટુંકમાં માતર એટલુંજ જણાવયું કે “મારા ખાવીંદને સારૂં કાંઈક ખાવાનું લઇને નીચે ગઈ તેટલાં દાદર ઉપર ઝપેરો આવવાથી હું બેહોસ થઇને પડી ગઈ અને પછી બીજું શું બનયું તે હું જાણતી નથી.”

ડાકટર આ નવી હકીકત સાંભલી મન સાથ અજબ થવા લાગા કે કેવી ભલી નાર, હજી પણ પોતાના ખાવીંદની એબ કેવી વફાદારીથી તે છુપાવી શકે છે! સઘલી હકીકત

સાંભલી લીધા પછી ડાકટરે દવા લખી આપી અને તયાંથી ભારી અને શોકાતુર કદમે રૂખસદ લીધી. વાંચનારી બેહેનો, આ વેલાએ આપણી ભલી બેહેન તેહેમીના ખાટલે પડી તે પાછી ઉઠવા પાંમી નહીં. એજ તેણીની છેહલી અજલની માંદગી હતી.



## પ્રકરણ ૨૪ મુ.



### ડાકટરની વધુ દીલસોજી—તેહેમીનાનું "વસીયત."

ડાકટર અરદેશર ગરીબ તેહેમીના યા તેણીના ભરથારના કોઈ બેશી યા ઓલખીતા નહી હતા પણ હાલની તે બીચારીની ભયંકાર માંદગીમાં એ ભલા ડાકટર એક અતલગના બેશી કરતાં પણ વધારે કામના થઈ પડયા હતા. તેવણે પોતાની ધીરજ, ઠંડાં દીલ અને દીલસોજી ભરેલા દીલાસાઓથી તેણીનું દીલ જીતી લીધું હતું. તેણીની ખરેખરી બારીક હાલતથી ડાકટર એટલા બધા જાણીતા હતા કે તેવણે કેટલુંક થયું પોતાના ફેરાની "ફી" લેતી બંધ કીધી હતી અને તે બાઈને માઠું નહીં લાગે એટલા ખાતર જો કે તેવણ દવાના પઈસા લેતા હતા તોપણ તે એટલાતો રીતસરના અને મધ્યમ હતા કે ઘણીવાર તેહેમીના દવાનાં "બીલ" જોઈ અજબ થતી હતી. એક એક દીવસની બબે તરણ તરણ જાતની દવાઓ આવતી અને તે છતાં મહીના દીવસનું એ ભલા ડાકટરનું બીલ કોઈજવાર ચાર પાંચ રૂપીયા સુધીનું થતું. કોઈવાર દીવસના બે ફેરા ખાવા પડતા અને કોઈવાર અરધી રાતે તેવણનું કામ પડતું પણ અરદેશર ડાકટર એક અરધી પણ લેવાને સાફ ના પાડતા.

તેહેમીના—તુટેલાં દીલની તેહેમીનાની—છેહલી પણ લાંબી માંડગી ચાલુ થયલી હતી, તેણીથી બીછાંણા ઉપરથી જરા પણ ઉઠી શકાતું નહીં હતું પણ મુંગે મોઢેની આ અબલાનાં તંનની માંડગી મનનાં દુઃખ આગલ કુચ બીસાદ વગરની હતી. સઘલું તે ધીરજથી ખમતી અને સબુરીથી સહન કરતી. તેણીનાં મુખ મધેથી જયારે તયારે પવીતર અવસતા સંભલાતા અને પોતાની આવી બારીક હાલતમાં પણ તેણીની પેહેલી ફીકર અને ચીંતા પોતાના નગુના અને નાકદર ભરથાર માટેનીજ હતી. પલકે પલક, ઘડીયેઘડી તે બીચારી પોતાની સારવાર કરનારાં ડોસાંને પુછતી "શેઠ આવયા કે, શેઠ જમયા કે, શેઠ શું કરે છે, શેઠ સીધારયા કે, શેઠ શું જમયા" એ પરમાણે હજી પણ પોતાના સોલી ઉપરથી તે મરી ફીતતી હતી. તેણીનો જીવ અને જાણ સોલીમાંજ ભરા યલો હતો. સોલી પોતે પણ પોતાની પરણેતરની આ ભયંકાર માંદગીથી પસતાતો હતો. તેની સઘલી કરણી તેની સનમુખ આવીને ઉભી રહેતી. તે મન સાથ વીચારતો કે એ નોજુવાંન અને ભલી બાનુની આખી જીંદગી તેણેજ પોતાની ઘાતકી વરતણુકથી બરબાદ કીધી હતી. તેનું અંતઃકરણ દંખોથી તેને કોતરી ખાતું હતું પણ પોતાનું આગલું પાછલું વીસરવા અને અંતઃકરણના દંખોને શાંત કરવા ખાતર તે દમ બાંધીને દારૂ પીતો અને આગલની કાંનો છાકટો થયા પછી મારફાડ કરવાને બદલે ગુપચુપ ખુણા ખંતોલામાં ઢોરની મીસાલે પડી રહેતો. છાકટપણાની ખુમારીમાં તે એ રીતે પોતાનું પાપ ભુલવાના પછાડા મારતો અને કેટલીકવાર તેહેમીનાનાં બીછાંણા સામે કલાકોના કલાક સુધી બેસી રહેતો. કોઈવાર તેણીના ઓરડાની બાહેર દાદરનાં ફાડયાં ઉપર બેશી તયાંનો તયાજ ઊંઘાઈ જતો. એક તરફ ભલી બાયડી જીંદગીના છેહલા દીવસો અતીયંત વેદનાઓમાં પસાર કરતી તો બીજી તરફ પાપી ભરથાર અરધી સાવજ અને અરધી દેવાની હાલતમાં પોતાનો વખત ગાલતો.

એક દીવસ ધારા પરમાણે અરદેશર ડાકતર આવીને જોએ છે તો તે બીચારીના ઘેરમાં સઘળો સરસામાન તલે ઉપર કરી નાંખેલો, નહી તેબલ ખુરશીનું ઠેકાણું કે નહીં કબત અને ખાનાંપેતીનું ઠેકાણું. સઘળી કબતો ખાલી કીધેલી અને તે મહેલો સઘળો સામાન જમીન ઉપર બારેવાટ પડેલો. એક તરફ ગલાસકામનો ઢગ, બીજી તરફ પેહેરવાનાં ધોતાં તેમજ મેલાં કપડાંનો ડુંગર વીખરાઈને પડેલો. એક તરફ સોલી જીકના હાલતમાં એક ખુણામાં ધુરતો હતો અને બીજી તરફ એક ફરંગી અને એક વાણીયો સઘલા અસબાબની ટીપ બનાવવાનાં કામમાં રોકાએલા હતા. ડાકટરે તેમને ધીરજથી એમ કરવાનું કારણ પુછયું અને તેઓએ પોતાની પાસેની કોરટનું હુકમનામું કાહાડીને બતાવયું ઘેરના સરસામાન ઉપર ટાંચ આવેલી હતી અને રોકેલાં માણસો ગમે એટલા નાઉમેદ કરવા જોગ તોપણ પોતાની ફરજ બજાવતા હતા. આ નવી આફતથી વાકેફ થઈ ડાકટર તેહેમીનાના ઓરડામાં પધારયા. ગરીબ તેહેમના આ નવી આફતથી થોડીજ આગમચની વાકેફ થએલી હતી. તેણીએ બાહેરના ગડબડ સાંભળી તે વીગે જાણવા માગવાથી ડોસાએ કાન ઉપર પડી તે બીચારીને વાકેફ કીધી હતી. આ નવું વાદલ આવેલું જાણી તે દુખી અબલા જાર જાર રડવા લાગી, પોતાની જીંદગીને શરાપ દેવા લાગી અને પોતાનું મોહોત હજી કયાં સંતાઈ રહયું છે તે માટે બલાપો કરવા લાગી. આવી તેણીની હાલતમાં ડાકટર અરદેશર તેણીની હજુરમાં આવી લાગા. ડાકટરને જોતાના વારમાં તે બીચારી કગલી પડી "અરે ડાકટર કોઈએ મને સખે જીવવા તો દીધીજ નથી પણ શું જુલમ છે કે કોઈ મને સખે મરવા બી દેતું નથી. અરે એટલી બધી શું વીર પડી ગઈ છે, શું માંગનારાઓ ખોતી થઈ શકતા નથી ?"

"ડાકટર, ડાકટર, મારો સોલી કયાં છે ? ઓ સોલી ! સોલી ! સોલી !" આટલું બોલી તે બીચારી થાકી ગઈ, તેણીનો દમ ભરાઈ આવયો અને તેણીની આવી હાલત જોઈ ડાકટરથી પણ એક બોલ બોલી શકાયો નહી. ડાકટરની છાતી પણ ભરાઈ આવી. તેવણની આંખો આંસુ લુછતાં લાલચોલ સરખી થઈ આવી. અંતે છાતી મજબુત રાખી ડાકટરે તેણીને ધીરજ આપી અને તેણીની ફરમાસથી રોકેલા માણસો મધેથી પેલા ફરંગીને બોલાવી મંગાવયો. આ ફરંગી દેખાવે કરડો પણ અંદરખાનેથી દયાલુ હતો. ડાકટરે તેને ધીમેથી પુછયું "તમે જોતા છો કે ઘેરમાં આ બાઈ ધાસતી ભરેલી માંદગી ભોગવે છે અને તે છતાં શું તમે સઘલો સરસામાન લેઈ જવા માંગો છો ?" "ખરી વાત છે ખરી વાત છે સાહેબ" પેલા ફરંગીએ જવાબ આપયો "હું પોતે બી ઘણો દલગીર છું સાહેબ પણ અમે શું કરીયે અમારી ફરજ તો અમારે બજાવવી જોઈયે. અમારૂં પોતાનું જો ચાલતું હોય તો જુદી વાત."

"પણ વારૂ મેહેરબાની કરી તમો આ બાઈના ઓરડામાં તો પગ નહી મુકશો ?"

"પણ સાહેબ તેમાં અમે શું કરશું? સરકારના અને કોરટના ધારા પરમાણે તે તો થશે."

આ સવાલ જવાબ સાંભલી તેહેમીનાએ પાછું રડવા માડયું. તેણીથી બોલી શકાયું નહી. ડાકટરે તુરત પેલા ફરંગીને પાછો ઓરડા મધેથી રવાને કીધો અને તેહેમીનાને ઠંડી પાડયા પછી તેણી સાથ મસલતમાં ગુંતાયા. તેહેમીનાએ ડાકટરને સમજ પાડી કે તેણીની જીંદગી સુધી તેણીએ પચાશ હજારનું પોતાના વરના અને પોતાનાં નામ ઉપરે તરસટ કીધું છે. આ પચાશ હજાર તેણીના પોતાનાજ છે અને મરતી વેલાએ પોતાની મરજી મુજબ તે દોલત ગમે તેને આપી જવાનો હક છે. તેણીનાં મરણ બાદ તરસટ પુરૂં થાય છે અને તયાર પછી જેમ તેણી ફરમાવે તેમ તે રૂપીયાનો ફડચો થઈ શકે. એ

સઘળી દોલતમાં મારે કોઈને હીસસો આપવો નથી. જે છે તે સઘળું મારા સોલીનુંજ છે. હું તો તેનેજ આપવા માગું છું અને તે પણ તરસટ કરીને નહી પણ જેમ તેની મરજી પડે તેમ તે ખરચીને સુખી થાય. અમારૂં એકુવાતથી ફરજંદ નથી કે તેને ખાતર દોલત સાચવવી જોઈયે મારો સોલી છે અને તેની દોલત છે પણ હાલ એ દોલત તરસટમાં હોવાથી તે મધેથી કશું કરજ આપી શકાતું નથી. આ ખુલાસો સાંભલતાં ડાકટરે હાલનું કરજ પોતાને માથે લેવાની મરજી બતલાવી અને એટલાં કરજ માટે પોતે જામીન થઈ પેલાં માણસોને ઘેર મધેથી વીદાય કીધા. જામીન થતી વેલાએ કાયદાનાં અજ્ઞાનપણાંથી ડાકટર એમ ધારતા હતા કે માગનાર થોડા માસ થોભશે, પણ થોડા દીવસમાં. તે નાણાં ડાકટર ઉપર ડીકરી કરીને દોકડેપાઈએ ચુકવી લેવામાં આવાાં.

આવી રીતના છુટકા પછી જેમ જેમ તેહેમીનાની અજલ નજીક આવતી ગઈ તેમ તેમ તેણી પોતાનાં વસીયત માટે અધીરા પડવા લાગી. એક દીસે આગમજથી નકી કરવા મુજબ તેણીએ તે કામ માટે પણ અરદેશર ડાકટરને, પોતાને ત્યાં સાંજના બોલાવા અને તેવણ આવી લાગે તેની આગમજ પોતાનાં બીછાંણા પાસે એક નાનો ટેબલ સાહીનો ખડીઓ, કલમ ઈતાદી વસતુઓથી તઈઆર કરાવી રાખી હુતી. ડાકટરના આવી પુગતાં તેણીએ ધીમે સાદે પોતાનું વસીયતનામું તેવણ પાસ લખાવ્યું જેમાં પરથમ ડાકટરે જામીન થઈ જે કરજ અદા કીધું હતું તેટલું બાદ કરી તથા ડાકટરને માટે બહોરા દાખલ તેણીની યાદગારીની એક નજવી કીમતની વીટી વીગેરે લખાવી બાકીની સઘલી દોલત અને પોતાનું જેબી કાંઈ હોય તે સઘલું સોલીનાં નામ ઉપર લખાવ્યું. વલી સાફ ફરમાવ્યું કે જેમ તેની મરજીમા આવે તેમ તે તેનો ઉપયોગ કરવાને મુખતીઆર છે. આ સઘલું લખાવતી વેલાએ તેણીએ પોતાની છાતી અજબ જેવી રીતે મજબુત રાખી હુતી. પણ એટલું લખાવવા પછી તે બોલી "લખો ડાકટર કે અગરજો મારો વાહાલો ખાવીંદ બીજી બીજીવાર પ--પ—પરણે—"આટલું બોલતાં તેણીથી એકદમ રડાઈ ગયું અને તેણી દસમાં ઉપર દસકાં ખાવા લાગી. ડાકટરે પાછી ધીરજ આપી અને કહયું કે કાંઈ નહી બેહેન જરા ધીરાં થાવો, ખોદાની ઉપર વીસવાસ રાખો, અને ખોદાજ તમારી મુસકેલી આસાંન કરશે. બોલો અગરજો તમારો ખાવીંદ બીજીવાર પરણે તો પછી.

તેણી બોલી—અગરજો મારો વાહાલો સોલી બીજીવાર પરણે તો હું આશા રાખુંછું કે તે અબલા તરફ વધારે મમતા અને પરીતથી—નહી નહી ડાકટર છેલો વાકય એમનો એમ બધોજ છેકી નાખો. મરતી વખતે શું કામ તેને મીનાં મારી દુખી કરવો જોઈએ! ખોદા કરશે તો મારી સાતની જીંદગી ઉપરથીજ બોધ લેઈ તે બીજી બાયડીને વધારે સુખી કરી શકશે.

ડાકટરે તેણીનાં ફરમાવા મુજબ છેલો વાકય છેકી નાખયો અને પોતાની કલમ તેહેમીનાના હાથમાં આપી. તેહેમીનાએ ધ્રુજતે હાથે તે ઉપર ઈંગરેજીમાં "તેહેમીના સોરાબજી સોલીસીટર"ને નામની સહી કીધી. ડાકટરે તે ઉપર ધારા પરમાણેની પોતાની સાખ કીધી. તેહેમીનાએ પોતાની ખાતરી માટે પુછયું—બસ, હવે એ ચાલશે કેણી? ડાકટરે ખાતરી આપી કે તે "બરોબર છે." તયાર પછી એક દીઓ તાંણીને તે બોલી—"સોલી, સોલી, તું ગમે એટલો મારીથી કંટાલી ગયો હોય પણ હવે પછી તને માલમ પડશે કે હું તને જીંદગીના છેડા સુધી કેવી ચાહાતી હતી. પણ અફસોસ, અફસોસ, સોલી હવે તારી સંભાલ કોણ લેશે! ગમે એટલો તું મને ધીકારતો હોય તોપણ તારાથી છુટી પડતાં મારી છાતી ફાટી જાય છે સોલી, સોલી. ખોદા તારો નેગેબાંન થજો." આટલું બોલી પાછી તે જોરમાં રડી પડી, ડાકટરે તેણીને ઘણી વાતની ધીરજ આપી ઠંડી પાડી અને તયારપછી તેવણે રૂખસદ લીધી. સોલી એ દીવસે તેહેમીનાના ઓરડામાં આવવાની હીંમત ચલાવી શકયો નહી, તેનું પાપી હઈડું તેને એટલું બધું ડંખતું હતું કે તેણે એક પોહોરેગીરની મીસાલ આખી રાત ઓરડાની બાહાર દાદરનાં ફાંડવાં ઉપર બેસીને અતીઘણા શોગમાં પસાર કરી.

—oo:o:oo—

## પ્રકરણ ૨૫ મું.

### મોહોતનું બીછાંણું—પાપીનો પસતાવો—વારતાનો અંત.

ગરીબ બીચારી તેહેમીના છેક ઘડીપલ છે. એક નાના પણ હવા અને ઉજાસ વાલા ઓરડામાં તેણીને રાખવામાં આવેલી છે. તેણીનું બીછાંણું ઓરડાની વચોવચ એવી રીતે મુકવામાં આવેલું છે કે જેથી તેણીની સારવાર કરનારાંઓ બીછાંણાની ચારે બાજુએ સેહેલાઇથી ફરી શકે. ઓરડા મધેથી બીજો અલફાતુ સામાન સઘલો બાહાર કાહાડવામાં આવયો છે. માતર એક ખુણામાં એક લાંબી ટેબલનું ફરકું ગોઠવેલું છે, જે ઉપર જોઈતી દવા દારૂ અને ખાધ ખોરાકીની ચીજો મુકવામાં આવીછે. થોડીક ખુરસીઓ સીવાય બીજો સામાન તેણીના ઓરડામાં કશો પણ જોવામાં આવતો નથી.

તેણીની સારવારમાં આજે બે ચાર વધુ માણસો દીસે છે. તેણીની વધી ગયલી માંદગીની ખબર પડતાં "મીઠાંમાસી" પોતાની વડી બેટી "નાજાં" સાથે તેહેમીનાની સારવાર માટે રહેલાં છે. "દીનામાસી"ના દારાબે પણ છેલ્લા બે દીવસ થયા પોતાનો ખરતૂલ, મેહેનતુ અને તનદરોસત મોહોરદાર સાથ તયાંજ ધાંમો નાખેલો છે. આ સરવે પરોણાઓ ફકત નામને ખાતર નહી પણ ખરેખરી સારવારનાં કામને ખાતરજ રહેલાં છે. "મીઠાંમાસી"નો જનમારોજ પોતાના દરદી ભરથાર અને તેમનાં વધારે દરદી ફરજંદોની માવજત કરવામાંજ ગયલો હોવાને લીધે તેવણ સારી રીતે તરબીયત લીધેલી એક બાહોશ 'નર્સ'નો જગો રાખી શકેછે. બીજાંઓ તેવણના હુકમ મુજબ ચાલી તેમને ઘટતી મદદ કરેછે. અજબ જેવું એ છે કે આ સારવાર કરનારી બાનુઓ જરા પણ કંટાલવાને બદલે એટલી બધી ઉલટથી પોતે પોતાનું કામ વારા ફરતી એવી તો મનમાનતી રીતે બજાવે છે કે જાણે તેમાં તેમને કોઈ જાતની ગમત મલતી હોય.

ડાકટરના ફરમાવવા મુજબ કલાકે કલાક તેઓ ખોરાક તથા દવા ચાલુ રાખી તેની નોંધ રાખેછે. તેણીના તબીઅતમાં જેબી ફેરફાર થતો જણાય કે તુરત તે કાગજ ઉપર ટપકાવી લેછે અને જયારે ડાકટર હાજર થાછે તયારે તે નોધનું કાગજ ડાકટરના હાથમાં મેલવાથી મોહોડા હકીકત કહેવાનો કડાકો, અને ભુલચુક થતી અટકે છે.

ગરીબ બીચારી તેહેમીના હવે છેક ખઈના તરીજા તબકકા ઊપર આવી છે. એ તબકકો તદન આશા વગરનો અને છેલ્લો જ છે. તેણીના હાથની હથેલી અને પગોનાં તલીયાં ઊપર અગને અગન બલેછે અને તે માટે પલે પલ તે બીચારી ફરીયાદ કરેછે, પેટ જે આગલ કબજનાં કબજ રહેતાં હતાં તે હવે ઊપરાસાપરી છુટી જાયછે અને પરસેવાની તો કશી હદજ રહેતી નથી. અફસોસ કે પેટની અને પરસેવાની મોહોકાંણમાં એકવારની આ ફરબે છોકરી છેકજ લેવાઈને ગુવા જેવી થઈ ગઈ છે. તેણીના સાદનું પણ ઠેકાણું નથી. તેણીની આંખો અજબ જેવાં તેજથી ચલકતી જણાય છે. તમામ લોહી વગરનું ફીકું શરીર છતાં તેણીના ગાલોજ માતર હજી રતાશદાર જણાય છે. પણ અફસોસ કે માણસ જાતને ભુલાવનારો, ઠગારો અને ખોટો એ રતાશ છે. તેણીની તાસવીસ અને અકરવકરનો કશો પાર નથી. નથી તેણીથી બે ઘડી નચીનતાઇથી સુવાતું કે નથી બેસાતું. ઘણું કરીને તે બીચારી ઉંચા તકીયાઓને અઢેલીને બેસીજ રહેછે.

ખઈના દરદીઓ મરણની છેલ્લી ઘડી વેર ઘણું કરીને હુશીયાર રહેછે અને તે પર માણે કમનસીબ તેહેમીના આજે જયારે મરવા પડીછે તયારે તે રોજના ધારા કરતાં વધુ હુશીયાર જણાય છે. મોઢે માંગીને ધારા કરતાં પણ વધારે ખોરાક લેછે અને ડાકટરની

આગમજથી આપી રાખેલી એ ચેતવણી મુજબનાં સઘલાં ચીનહ બરોબર માલમ પડવાથી તુરત માણસ દોડાવી "ડાકટર અરદેશરને" બોલાવી મંગાવવામાં આવ્યા છે. રોજનાં કરતાં આજે તેણીના ઓરડામાં વધુ માણસોની હાજરી જણાય છે. તેહેમીના બીછાંણા ઊપર પડેલી છે અને તેણીના પાસાંમાં તેણીનો ઘાતકી ભરથાર સોલી બેઠો બેઠો આંખ પાણી ભરે છે. સોલીના બેઊ હાથો તેહેમીનાએ પોતાના નાજુક હાથમાં ઝાલી પોતાની છાતી ઉપર મુકી રાખ્યા છે. "મીઠાંમાસી" તેણીનાં માથાં આગલ એક ખુરસી લઈ બેઠેલાંછે. મીઠાંમાસીની "નાજા" તેહેમીનાના આંગ ઊપરનો પરસેવો લુછે છે. "દીનોમાસીના દારાબ"ની ગરીબ "ધણીઆં" પલકેપલક લોહીની તસ તેહેમીનાનાં મુખ આગલ ધરેછે, જેમાં તે બાનુ લોહીના કટકાને કટકા એકે છે. ડાકટર અરદેશર તેણીની નાડ તપાસી પોતાનું મોહો કમલાવી બીછાંણાની પાસે એક ખુરસી ઉપર બેઠાછે.

દહાડે દહાડે તેહેમીનાનો સાદ ઝીણો તોપણ સીસોલીના સરખો તીક્ષણ થતો જાય છે. આજે તેણીના સુંદર મુખડા ઉપર જરા પણ ઊદાસીનાં ચીનહ જણાતાં નથી. સવારનો ગોયા તેણી હસતીજ ઉઠી છે. ઉઠતાને વારમાં તેણી પોતાના ગઈ રાતના સવપનાની હકીકત સરવેને કહેછે. તેણીએ સવપનો જોયો છે કે તેણી એક સુંદર બાગમાં પધારીછે, જયાં સરવે ફરેસતાઓ તે કીરતારની બંદગીમાં રોકાયલા છે અને તે બાગ એટલો તો સુંદર અને રોણકદાર છે કે તેનું બીયાંણ આપતાં આપતાં તે બચારી થાકી જાયછે. સવપનનો આ હેવાલ સવારનો સરવેને કહેલો હોવા છતાં ફરી ફરીથી તેણી તેની તેજ વાત બોલયા કરેછે અને છેલ્લે ડાકટરને પણ પોતાની હકીકત કહેવાની આગમજ તેણીએ પોતાના સવપનાનીજ હકીકત કહી સંભલાવી અને પછી બોલી કે "ડાકટર તમે કશી ફીકર ના કરો આજે હું ઘણી સારીપેઠે છું અને તેથી હું સમજુંછું કે આજેજ હું તમો લોકોને મારા તરફની છેલ્લી સલાંમ કરી મારા પેદાકરનારની પવીતર દરગાહમાં જઈ રહીશ. ડાકટર મારા આ ધણી, સોહરાબ ઉપર તમારી મેહેરબાની રાખજો, તેની ખેરઆફીયત પુછતા રહેજો અને દુખે સુખે મારા એ ખાવીંદને મદદ થજો તો મારૂં અશો રૂહ બેહેસ્તમાંથી પણ તમોને આશીરવાદ દેશે. હું દલગીર છું કે મારાથી તમોને તમારી મારા તરફની આટલી બધી મેહેનતનો કશો પણ ઘટતો બદલો અપાનો નથી. મીઠાંમાસી તમે પણ મારા સોહરાબ ઉપર તમારી સાની? મમતા અને મેહેરબાંની ચાલુ રાખજો. નાજાં એક ટોટી—ટોટી—ટોટી કર મને. સોલી—પ—પ—પયારા સોલી તમે છેવો કે—કયાં કાં છો - એક—એક ચુમી લેવો મને—ખોદા તમારો નગેબાંન થજો—તમે સરવે લોકો સુ—સુ—સુખી થજો - દા—દા—દારાબ ભાઈ તમે મને માફ કરજો કે મેં તમોને એકવાર તુચ્છકારાયા હતા—હું નહી જાણતી હતી કે તમો એક ફરેસતા છો—અરે—અરે એ બારી કોણે બંધ કીધી—એ અંધારૂં—અંધારૂં, કેમ થયું—મારા આંખે તંમર આવેછે,—ખોદા, ખોદા—ખોદા—હું આવુંછું, હું આવું—છું" એ પરમાણે બોલી તે બીચારે સોલીના ઉપરની ચાદર પકડવાનાં વલખાં મારતી એક હાય સાથ બેહોશ થઈને પડી. તેણીનો પવીતર આતમા તેજ ઘડીએ હોરમજદની મીનોઈ જહાંન તરફ કુચ કરી ગયો. સોલી કપાલ કુટવા લાગો. ડાકટરનો આંખોમાં પાણી આવી ગયાં અને તેઓ નાડ તપાસી "સઘલું થઈ ચુકું" એ પરમાણે જણાવી, રૂમાલે આંખો લુછતા ઓરડાની બાહાર ગયા. મીઠાંમાસી અને તેમની નાજાં જોરમાં તેણીનાં જીવ વગરનાં શરીરને પેટમાં ચાંપવા, તેણીના ગાલો ઊપર બોસા લેવા, અને તેણીના ઠંડા પડતા હાથો પોતાની આંખોમાં ચાંપવા લાગાં. "દીનીમાસીના દારાબ"ની ધણીઆં ગરીબ બીચારી દબાઈને એક ખુણામાં ઉભી ઉભી રડવા લાગી.

આવી રીતે એક સુંદરમાં સુંદર, રાંકમાં રાંક, ગરીબમાં ગરીબ, અને શીખેલી ભણેલી ખરી પતીવરતા બાનુનો જીંદગીનો છેડો આવયો. તે છુટી, અંતે બચારી એક કસાઇના સરખા ઘાતકી ભરથારના વરસો સુધીના સીતમો મધેથી છુટી.

મીઠાંમાસી મરણુને લગતી સઘલી તઇયારીઓમાં ગુંટાવાં, ડાકટરે રૂખસદ લીધી, દારાબ પણુ એમથી તેમ ફેરા આંતી ખાઇ પોતા તરફની મદદ આપવા લાગો માતર સોલીજ—ઘાતકી, નીરદય, બદ ચાલનો કમબખત સોલીજ—એક જંગલી હેવાંનની મીસાલ એક ખુણામાં પડી મોઢું માથું અફાડી, અછાડપછાડ કરવા લાગો અને એ પરમાણે કલા કએક વેર રડી બલીને ધયાંનમાંને ધયાંનમાંજ દગલી પાઘડી વગર ઘેર મધેથી બાહાર નીકલી થોડેક દુરના રસતા ઉપરના કુવામાં જઇને પડયો, પણુ સારાં ભાયગે આસપાસનાઓની નજર પડતાં તુરત તેને જીવતોજ બાહાર કાહાડવામાં આવયો.

એક તરફથી કમનસીબ તેહેમીનાની પાયદસતની તઇયારી થવા લાગી, અને બીજી તરફથી કમબખત સોલીની સારવાર ચાલતી. સોલી સુધીમાં આવયા પછી તેહેમીનાનાં મરણુને બીજે દીવસે તેની ઓફીસના પેલા પારસી કારભારીએ આવી સોલીને કહી સંભલાવયું કે, “સાહેબ તમો જેવા ઘાતકી અને બેઅકલી ભરથારે એક સરવેથી નીરદોશ, રાંક, અને સુંદર બાનુનો જીવ લીધોછે અને તેનો તમને કીયામતને દીવસે જવાબ આપવો પડશે. મને તમારી ચાકરીની હવે કશી પરવા નથી, પણુ મરનારને ઇનસાફ આપવા ખાતર મારે તમોને જણાવવું જોઇયે કે જે જે દસતાવેજો સફાઇ, બાહોશી, અને ઉતાવલથી તઇયાર કરવા માટે તમો મને વારંવાર સાબાશી આપતા હતા તે સાબાશીને લાયક હું નહી પણુ તમારાં મરનાર ધણીયાંણીજ હતાં. તમારી બેદરકારીથી પડી ભાગતા ધંધાને નોભાવવા ખાતર એ બાઇ રાત રાતનો ઉજાગરો કરી તે દસતાવેજોની નકલ કરી આપતાં હતાં અને તમારા પાજી સવભાવથી કંટાલીને દશ દશ વાર જયારે હું તમારી ચાકરી છોડી જવા નીકલયો હતો તયારે માતર એ ફરેસતા ખસલતની બાનુના પટાવયા સમજાવયાથીજ અતયાર સુધી મને તમારે તયાં પડી રહેવું પડયું હતું. પણુ સાહેબ મેહેરબાંન, તમો જેવા મરદો, તમામ માણુસ જાતને એબ લગાડનારા છો અને સેવક જોકે ગમે એટલો ગરીબ છે તો પણુ તમારી બદશોકલ જોવાને ખુશી નથી.” આટલું બોલી તે બીચારો તયાંથી ચાલી ગયો અને સોલીએ “પડની ઉપર પચારા” એમ ધારી પોતાનાં કપાલ ઉપર બે ચાર થાપત મારી. પણુ તયાર પછી સોલીનું ધયાંન ઠેકાણે રહી શકયું નહી તેના ચેનચાલા એક ઘેલા માણુસના સરખા જણાવા લાગા. તેહેમીનાનાં વસીયતની રૂહે પચાસ હજારની દોલત તેને મલનાર હતી, પણુ તેટલાં ખરેખરાં દેવાંનપણાને વશ થવાથી કોરટનું હુકમનામું મેલવી તેની મીલકતનો કબજો “દીનીમાસીના દારાબ”ને સોંપવામાં આવયો. જે અતીશ્રણુ પરમાણીકપણાથી સઘલી આવક વસુલ કરતો અને તે મધેથી કોલાબાની દેવાંનશાલામાં સોલીને સારી બરદાસતથી રાખવામાં આવે એટલો સારો ગુજારો આપતો હતો. અતે છ માસનું દેવાંનપણું વેઠી એક દીવસે અચબુચ ભેજાંના નેસ તુટવાથી તે કમબખત પણુ દેવાંનશાલામાંજ મરણુ પાંમયો, અને પોતાની પરણેતરની જે બાકી રહેલી દોલત મેલવવા માટે તે તલપી રહયો હતો, તે દોલત પારસીઓના ધારા પરમાણે કોરટ દરબારની કશી પણુ પંચાતી વગર અતલગનાં સગાંઓને “દીનામાસીના દારાબે” દીયાંનતદારીથી વેહેંચી આપી તેની આગમજ તેહેમીનાનાં વસીયત પરમાણે પરમારથી ડાકટર અરદેશરનું કરજ દોકડે પાયકે ચુકવી આપવામાં આવયું અને તે ઉપરાંત તેમને વસીયતમાં જણાવેલી એક વીટી આપવામાં આવી હતો. આ બનાવને વરસો વહી જવા છતાં ડાકટરને આંગલેની આ વીટીની કહાંણી કહેતાં આજે પણુ તેમની છાતી ભરાઇ આવે છે.

## સમાપ્ત.